અ. સૌ. બાઇ રૂપાળી સ્મારકમાળા.
મણકો ૧ લો

# શ્રી તત્વામૃત
# ગ્રંથનું ભાષાંતર.



જૈન બંધુઓને પરમ ઉપકારક જાણી
છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
ભાવનગર.



વીર સંવત ૨૪૪૬ વિક્રમ સં૦ ૧૯૭૬

ધી વિદ્યા વિજય પ્રીન્ટીંગ પ્રેસ–ભાવનગર

મૂલ્ય–શ્રવણ, મનન, વાચન

શ્રી જૈન ધર્મ પ્રકાશકના ગ્રાહકોને પણ આ બુક
ભેટ તરીકે આપવામાં આવી છે

છાપવા છપાવવાનો હક્ક સર્વને માટે
ખુલ્લો રાખવામાં આવ્યો છે

# પ્રસ્તાવના.

આ તત્વામૃત ગ્રંથ યથાર્થ નામ તેના ગુણવાળો છે પદ્મદ્રહ તરીકે પ્રસિદ્ધ પામેલા પં શ્રી પદ્મવિજયજી મહારાજના શિષ્ય મુનિ જ્યોતિર્વિજયજીએ આ ગ્રંથ ગદ્યબંધ સંવત ૧૮૪૫ માં રચેલો છે તેની ઉપર લઘુ અવચૂરિ પણ તેમણેજ રચેલી જણાય છે તે ગ્રંથ અત્યંત ઉપકારક જાણીને તેનું ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કરવાનું ઉચિત ધાર્યું છે આ ગ્રંથમાં કુલ ૩૩૨ અનુષ્ટુપ છે તેમાં પૃથક્ પૃથક્ અનેક વિષયો પ્રદર્શિત કરેલા છે ભાષાંતરની અંદર જ્ઞાનની ઉત્તમતા, તપ–ચારિત્ર, મોહાદિ શત્રુઓ, વિષય–કષાય, સમકિત મિથ્યાત્વ, ધર્મ, વિષયસુખ, આત્મજ્ઞાન, કામ (વિષય), સ્ત્રી, વૈરાગ્ય, ચારે ગતિમાં પરિભ્રમણ, શરીર, આત્મહિત, કલેશ, શુદ્ધ ઉપદેશ, કર્મનો ક્ષય, સુપાત્રલક્ષણ, મુનિઓ કેવા હોય, ખરા પંડિત, ખરા શૂરવીર, મનુષ્ય જન્મ હારી જનાર, જીવિત સફળ, ઉપદેશામૃત, નિર્મમત્વ, સંતોષ, સંયોગજ દુઃખદાયી છે, ખરો યશ, ખરી પ્રજ્ઞા, દયા, શમ–ક્ષમા, સત્સંગ (કુસંગ ત્યાગ) શીળ, ક્રોધ, કર્મ ઋણ, વિવાદ, મદ–માન, મોવિ–સમકિત, ખરૂં સુખ, જ્ઞાનનું ફળ–વિરતિ, ખરૂં સ્નાન, કેવી વાણી બોલવી, મોક્ષમાર્ગ, પાર્શ્વનાથ સ્તુતિ, પ્રશસ્તિ આટલા જુદાજુદા મથાળા બાંધીને તે વિષયો સંબંધી પ્રકાશ પાડેલો છે ઉપરાંત તે વિષયોમાં અવાંતર અન્ય વિષયો સંબંધી પણ ઉલ્લેખ છે ગ્રંથ ખાસ લક્ષપૂર્વક વાંચવા લાયક છે ખરેખર તત્વરૂપી અમૃતજ એમાં ભરેલું છે એનું પ્રારંભમાં વધારે વિવેચન કરવા કરતાં સાદ્યંત વાંચી જવાની ભલામણ કરવી તેજ યોગ્ય લાગે છે આ ગ્રંથની અંદર આ બુકના ૩૬ પૃષ્ટો રોકાયલા છે

આ ગ્રંથના ભાષાંતર સંબંધી તમામ ખર્ચ અમારી સભાના પ્રમુખ શ્રી કુંવરજી આણંદજીએ તેમની ધર્મપત્નીના સ્મારક અને શ્રેય નિમિત્તે આપેલો છે તેમનું નામ અ[illegible] સો બા[illegible] રૂપાળી હતું, તેઓ પોતાની પાછળ બે પુત્ર અને એક પુત્રી મૂકીને ગયા વર્ષના જેઠ શુદિ ૧મે મધ્ય વયમાં પંચત્વ પામ્યા છે તેમનામાં ધર્માનુરાગ અને સુશીલપણું પ્રશંસનીય હતું

તેમના શ્રેયાર્થે આવા ઉત્તમ ગ્રંથનો સુશીલ બંધુઓ તેમજ બહેનો વિગેરેને લાભ આપવો એ સર્વથા યોગ્યજ છે

એ સુશીલ પત્નીની પાછળ તેમના પતિએ એક સારી રકમ કાઢેલી છે, અને તેમાંથી આવા ઉપદેશક નાના નાના ગ્રંથોના ભાષાંતરો કરાવીને તેનો જૈન વર્ગને લાભ આપવાની તેમની ઈચ્છા વર્તે છે તેમની સ્મારક ગ્રંથમાળાનો આ પહેલો મણકો છે આશા રાખવામાં આવે છે કે આ મણકાના વાચનારા બંધુઓ અને બહેનોનું આત્મહિત કરવામાં અવશ્ય સહાયક થશે ઇત્યલમ્

સંવત ૧૯૬૬ — શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ચૈત્રી પૂર્ણિમા — ભાવનગર.

मुनिराज श्री ज्योतिर्विजयजी विरचित

# શ્રી તત્ત્વામૃત ગ્રંથનું ભાષાંતર.

દેવના પણ દેવ અને સંસારને વિષે જન્માદિકનો નાશ કરનાર શ્રીજિનેશ્વરને નમસ્કાર કરીને હું બુદ્ધિહિન છતા પણ ભક્તિને લીધે કાંઇક હિતોપદેશ કહું છું ૧ ચોરાશી લાખ જીવયોનિએ કરીને વ્યાપ્ત આ સંસારમા પર્યટન કરતા પ્રાણી શારીરિક અને માનસિક ભયંકર દુખને પામે છે ૨ મૂઢ પુરૂષ આર્તધ્યાનમા રક્ત થવાથી આત્માનુ હિત કરી શકતો નથી, તેથી તે આ ભવ અને પરભવમા અત્યંત કલેશને પામે છે ૩ વિનયાચારે કરીને યુક્ત અને વિષયોથી પરાઙ્મુખ થયેલો પ્રાણી જ્ઞાનની ભાવના વડે આત્માના હિતને મેળવે છે ૪ જ્ઞાન અને વિનયવડે કરીને નિરંતર આત્મચિંતન કરવુ જોઇએ, તેમ કરવાથી તેને મૃત્યુ વખતે પશ્ચાત્તાપ થતો નથી ૫ જ્ઞાનની સદ્ભાવનાથી યુક્ત થયેલા જીવોએ તેવા પ્રકારનુ શ્રેષ્ઠ તપ કરવુ જોઇએ, કે જેથી અત્યંત દુર્લભ ચિત્તરૂપી રત્ન નિર્મળતાને પામે ૬ મનુષ્ય જન્મનુ શ્રેષ્ઠ ફળ એજ છે કે જ્ઞાનનુ સેવન કરવુ, અને મન વચન તથા કાયાનુ વીર્ય ગોપવ્યા વિના સંયમને ધારણ કરવુ ૭ જ્ઞાન, ધ્યાન

અને ઉપવાસ વડે તથા પરિષહો જયવડે-સહન કરવાવડે તેમજ શીલ અને સયમના યોગવડે નિરતર પોતાના આત્માને ભાવિત-વાસિત કરવો ૮ જે મનુષ્ય પોતાના આત્માનુ હિત ઇચ્છતો હોય તો તેણે નિરતર શુભ ધ્યાન અને અધ્યયન વડે જ્ઞાનનો અભ્યાસ કરવો અને તપનુ આચરણ કરવું ૯

## જ્ઞાનની ઉત્તમતા

જે પુરુષના અતઃકરણમા નિરતર પ્રકાશ કરનાર જ્ઞાનસૂર્ય ઉગ્યો છે, તેના પાચ ઇન્દ્રિયોરૂપી દિશાઓના મુખ નિર્મળતાને પામે છે ૧૦ જ્ઞાનનુ ફળ એજ છે કે જેની પાપ રહિત અને આ ધની સેનામા તત્પર થયેલા પુરુષો હમેશા ચારિત્રનો ઉદ્યમ કરે ૧૧ સર્વ રાગ દ્વેષાદિક દ્વદ્વનો ત્યાગ કરીને નિશ્ચલ અતરાત્માએ નિરતર ચિત્તને આહ્લાદ કરનાર શ્રેષ્ઠ જ્ઞાનામૃતનુ પાન કરવુ ૧૨ જ્ઞાન એ મહા રત્ન છે, કે જે વિવિધ દુ ખ ઉત્પન્ન કરનાર આ ભયકર સસારમા ભ્રમણ કરતા જીવે કદાપિ પ્રાપ્ત કર્યું નથી ૧૩ હે જીવ ! તે જ્ઞાન હમણા તે સમ્યગ્ દર્શન ( સમકિત ) સહિત પ્રાપ્ત કર્યુ છે, તો હવે ફરીથી વિષયોના આસ્વાદમા લપટ થઇને પ્રમાદ કરીશ નહીં ૧૪ જ્ઞાન, ધ્યાન અને તપના બળવડે આત્માનુ નિરતર રક્ષણ કરવાની જરૂર છે, કેમકે આ જીવ જો તેમા પ્રમાદ કરે છે તો તેનુ શીલરૂપી રત્ન નાશ પામે છે ૧૫ મોહરૂપી અધકારમા ફસેલ જે પુરુષનુ શીલરૂપી રત્ન હરણ કરાય છે, તેને અવશ્ય વિવિધ પ્રકારના સેકડો દુ ખોથી વ્યાપ્ત એવા નરકમા પડવુ પડે છે ૧૬

## તપ-ચારિત્ર

જ્યા સુધી શરીરની સ્વસ્થતા છે, અને જ્યા સુધી ઇન્દ્રિયોની સપત્તિ ( પરિપૂર્ણ તાકાત ) યથાર્થ છે, ત્યાં સુધી

જાપ કરવો યોગ્ય છે; કેમકે વૃદ્ધાવસ્થામા તો કેવળ શ્રમજ છે, એ-ટલે કે તે વખત તપ થઇ શકતો નથી, ૧૭ જે પુરૂષનું સદ્વીર્ય શુદ્ધ તપને વિષે ઉપયોગી થાય છે, જ્ઞાન કર્મનો ક્ષય કરેનામાં ઉપ-યોગી થાય છે અને જેનુ ધન ( સત્ ) પાત્રમે વિષે ઉપ-યોગી થાય છે તેજ પુરૂષ પંડિત છે એમ જાણવું ૧૮ જેનો જન્મ ગુરૂની સેવામા ઉપયોગી થાય છે, જેનું ચિત્ત ઉત્તમ ધ્યાનના ચિંતનમા ઉપયોગી થાય છે, અને જેનુ શ્રુતજ્ઞાન સયમ અને સમતામાં ઉપયોગી થાય છે તે પુરૂષને પુણ્યશાળી જાણવો ૧૯ શૂરવીર પુરૂષો સ્નેહમય પાસને છેદીને અને મોહરૂપી મોટી આગળા (સાંકળ)ને ભેદીને ઉત્તમ ચારિત્ર વડે યુક્ત થઇ મોક્ષ માર્ગમાજ પ્રવર્તે છે ૨૦ મોહનીય કર્મના ઉદયથી સમસ્ત જગત મોહ પામેલુ છે, તેમાં જે મહા બુદ્ધિમાન્ મોહનો ત્યાગ કરીને તપસ્યા કરેછે-ચારિત્ર ગ્રહણ કરે છે તેઓજ ધન્ય છે ૨૧

## મોહાદિ શત્રુઓ

અહો ! મોહનુ મહાત્મ્ય-તેનો પ્રભાવ તો જુઓ, કે જેથી વિદ્વાન્ મનુષ્યો પણ આ સંસારમાં કામ અને અર્થની પ્રાપ્તિમા તત્પર થઇને મોહ પામેછે-પડે છે ૨૨ કામ (ઈચ્છા) ક્રોધ, લોભ, રાગ, દ્વેષ, મત્સર મદ, માયા, મોહ, કંદર્પ (કામદેવ) અને દર્પ (અહંકાર) આ અગ્યાર (દોષ) ધર્મરૂપી સર્વ-સ્વનુ હરણ કરનારા ભયંકર શત્રુઓ છે, અને તેના વશવર્તીપણા-વડે કરીનેજ આ જીવ અનંત દુ ખને આપનારા આ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે ૨૩-૨૪ રાગ દ્વેષ મય બનેલો, કામ ક્રોધને વશ થયેલો તથા લોભ, મોહ અને મદથી વ્યાપ્ત થયેલો આ જીવ સંસારમા પરિભ્રમણ કરે છે ૨૫ જે પ્રાણી સમ્યક્ પ્રકારના જ્ઞાને કરીને સહિત હોય, જિનધર્મની ભક્તિમા તત્પર હોય, ઇંદ્રિયોનો જય કરનાર હોય, તથા લોભ, મોહ અને મદવડે રહિત હોય તે મોક્ષનુ ભાજન-

મોક્ષને પામનાર થાય છે તેમા કાંઈ પણ સંશય નથી. ૨૬ કામ, ક્રોધ અને મોહ એ ત્રણે આ પ્રાણીના મોટા શત્રુઓ છે જ્યા સુધી એ શત્રુઓ જીતાયા નથી ત્યા સુધી મનુષ્યને સુખ ક્યાથી મળે ? ૧૨૭ કામ સમાન બીજો કોઈ વ્યાધિ નથી, મોહ સમાન બીજો કોઇ શત્રુ નથી, ક્રોધ સમાન બીજો કો. અગ્નિ નથી અને જ્ઞાન સમાન બીજુ કોઈ સુખ નથી ૨૮

## વિષય-કષાય

કષાય અને વિષયથી પીડાતા પ્રાણીઓને જરા પણ સુખ નથી, તેથી જો તે કષાય અને વિષયની નિવૃત્તિ (ત્યાગ) થાય તો અત્યંત અદ્ભુત સુખ પ્રાપ્ત થાય ૨૯ કષાય અને વિષયરૂપી રોગોવડે પીડાતા આત્માઓની નિરંતર યત્નપૂર્વક જિનેશ્વરની વાણીરૂપી ઉત્તમ ઔષધવડે ચિકિત્સા કરવી જો એ ૩૦ વિષયરૂપી સર્પથી ડસાયેલા અનેકષાયરૂપી વિષથી મૂર્છા પામેલા પ્રાણીઓનુ સંયમરૂપી મહા મંત્ર સર્વત્ર રક્ષણ કરે છે ૩૧ જે જીવ કષાયોવડે મલિન થયેલો હોય, અને જેનુ મન રાગવડે રંગાયેલુ હોય તે જીવ જેનુ વહાણ ભાગી ગયું હો । એવા પુરૂષની જેમ આ ચાર ગતિવાળા સંસારરૂપી સમુદ્રને વિષે સીદાય છે ૩૨ કષાય વશ થયેલો જીવ ભયંકર કર્મને બાંધે છે, અને તેથી તે કોટી ભવો-જન્મોને વિષે અપાર ક્લેશને પામે છે ૩૩ કષાય, વિષય અને મિથ્યાત્વવડે સંયુકત એવુ ચિત્ત સંસારના બીજપણાને પામે છે, પણ મોક્ષના બીજપણાને કદી પામતુ નથી ૩૪ કષાયનો વિજય કરનારો અને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારો જીવને સંસારનો નાશ કરનાર અત્યંત ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે ૩૫ પંડિતો કહે છે કે કષાયોને શત્રુની જેવા જોના જાણવા વિષયોને વિષજેવા જાણવા અને મોહને મહાવ્યાધિ જેવો જાણવો ૩૬ કષાય અને વિષયોરૂપી ચોરો ધર્મરૂપી રત્નને લુટી લે છે તેનુ શૂરવીરો વૈરાગ્યરૂપી ખડ્ગની ધારા વડે રક્ષણ કરે છે ૩૭ હે મનુષ્યો ! કષાયોરૂપ અંગ્ણુ

એટલે નાશ અને વિપર્યાનું અસેવન ( ન સેવનું-વિરક્તપણું ) એજ ખરેખરા પથ્યરૂપ ઉત્તમ સમ્યગ્દર્શન છે એમ જાણો ૩૮.

## સમકિત.

કષાયરૂપી તાપવડે તપેલા, વિષયોરૂપી રોગોવડે પીડાયેલા તથા સંયોગ અને વિયોગવડે ખેદ પામેલા જીવોને એક સમ્યક્ત્વ (તે રૂપ-પથ્ય ) જ ઉત્કૃષ્ટ હિતરૂપ છે ૩૯ સમ્યક્ત્વ સહિત નરકમાં વસવું પણ સારૂં છે, પરંતુ સમ્યક્ત્વ રહિત સ્વર્ગમાં વસવું શોભીતું નથી-સારૂં નથી ૪૦ જે જીવ સમ્યક્ત્વ સહિત હોય છે તે જીવને અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે, પરંતુ જે જીવ મિથ્યાદૃષ્ટિ હોય છે તેને તો નિરંતર સંસારમાં ભ્રમણ કરવાનું જ છે ૪૧ જેની પાસે શંકાદિક ( દોષ ) રહિત શ્રેષ્ઠ સમકિત રૂપી રત્ન હોય છે, તે અવશ્ય સંસારના દુઃખરૂપી દારિદ્રનો નાશ કરી શકે છે ૪૨ જે સદાચાર વડે યુક્ત છે અને જેનું મન સમકિતમાં દૃઢ છે, તેજ પંડિત છે, તેજ વિનયવંત છે, તેજ સર્વજ્ઞ છે અને તેનુંજ દર્શન લોકોને પ્રિય (લાગે) છે ૪૩ જે સમ્યક્ત્વ અને જ્ઞાનરૂપી ઔષધવડે જન્મ, જરા, મરણાદિ રોગોની શાંતિ કરે છે, તે જ ( સાચો ) વૈદ્ય કહેવાય છે ૪૪ સમ્યક્ત્વ, જ્ઞાન અને સંયમે કરીને જન્માંતરમાં ઉપાર્જન કરેલા કર્મોનો નાશ કરવો યોગ્ય છે, અને નવા બંધાતા કર્મોનો નિરોધ કરવો યોગ્ય છે ૪૫ આત્માને વિષે શીઘ્રપણે જ્ઞાન સહિત સમ્યક્ત્વની ભાવના કરી તથા સારા આચારવાળા ચારિત્રની ભાવના કરવી, કારણકે આ મહાકષ્ટથી પ્રાપ્ત થયેલો મનુષ્ય જન્મ તે ગુણવિના નિરર્થક ચાલ્યો જાય છે, તેથી મનુષ્યપણાને સમકિતાદિ વિનાનિષ્ફળ જવા દેવું નહિ ૪૬ હે જીવ! અનંતા અતીત (ગયેલા) કાળે કરીને પણ તે જે કદાપિ પ્રાપ્ત કર્યું નથી તે ઉત્તમ સમકિત તને આજ પ્રાપ્ત થયું છે ૪૭ તું ઉત્તમ કુળમાં જન્મ પામ્યો છે, તો યત્નથી ચારિત્ર અંગીકાર કર, ઉત્તમ ધર્મમાં અત્યંત ભક્તિ ધારણ કર, અને ઉપશ-

થાય છે ૫૯ જો એક ક્ષણ પણ સદ્ધર્મ કર્યા વિના વ્યતીત થાય તો કષાય અને ઇંદ્રિયોરૂપી ચોરો આત્માની સમૃદ્ધિને ચોરી જાય એમ હું માનું છું ૬૦ હે જીવ ! જ્યાંસુધી તારૂં આયુષ્ય દૃઢ છે, ત્યાંસુધી તને ધર્મકાર્યમાં મતિ થઇ શકશે, પરંતુ જ્યારે આયુષ્ય કર્મનો ક્ષય થશે ત્યારે તું શું કરી શકીશ ? કાંઇ પણ કરી શકીશ નહીં, માટે પ્રથમથીજ ધર્મમાં મતિ રાખ ૬૧ હે જીવ ! તું યત્નવડે ધર્મનું આચરણ કર સુકૃત્ય-કાયર ન થા, કારણ કે જેનું ચિત્ત સદ્ધર્મમાં તત્પર હોય તેજ પુરૂષોનું જીવિતવ્ય સફળ છે ૬૨ જે મનુષ્યો ધર્મ કરે છે-સેવે છે, તેઓ આ જગતમાં મરણ પામ્યા હોય તો પણ તેમને મરેલા ન જાણવા, જીવતાજ જાણવા, અને જે મનુષ્યો પાપકર્મને કરનારા છે, તેઓને જીવતા છતા મરેલા જેવા જાણવા ૬૩ દુઃખ અને વ્યાધિનો નાશ કરનાર ધર્મ રૂપી અમૃતનું નિરંતર પાન કરવું જોઇએ, તેનું પાન કરવાથી જીવોને નિરંતર ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે ૬૪ જે ધર્મ દયાવડે યુક્ત હોય તથા જે સર્વ પ્રાણીઓને હિતકર હોય તેજ ધર્મ કહેવાય છે, અને તે જ ધર્મ દુસ્તર સંસારસમુદ્રને તારવા શક્તિમાન છે ૬૫ જ્યારે આ જીવ (દશ પ્રાણ) મરવાની તૈયારીમાં હોય છે, ત્યારે એક જિનેશ્વરે કહેલા ધર્મ વિના બીજું કોઇ તેનું રક્ષણ કરી શકતું નથી ૬૬ અલ્પ આયુષ્યવાળો અને ધર્મકર્મને નહિ જાણનાર મનુષ્ય પોતાનું મરણ ક્યારે આવશે એ જાણી શકતો નથી, તેમાં કાંઇ પણ સંશય નથી ૬૭ કદાચ જાતક કથને અનુસારે દેવજ્ઞોએ કોઇનું આયુષ્ય જાણ્યું હોય, તો તેનું આયુષ્ય પણ બીજા ભયાદિકના નિમિત્તથી ક્ષય પામે છે ૬૮ જિનેશ્વરોએ સર્વ સુખના એક નિધાન સમાન ધર્મ કહેલો છે તે ધર્મને જેઓ અંગીકાર કરતા નથી, તેમનો જન્મ નિરર્થક છે ૬૯ જે પ્રાણી હિતકારક ધર્મકર્મનો ત્યાગ કરી પાપકાર્યમાં આસક્ત થાય છે, તેનું ચિત્ત તે પાપકાર્યવડે બળે છે, અને તેથી તે શોકગ્રસ્ત થાય છે ૭૦ જો તમને દુઃખ અપ્રિય લાગતું હોય અને સુખ પ્રિય લાગતું હોય, તો જન્મ જરાને જીતનારા જિનેશ્વર

દેવના ઉપભોગથી સદ્ધર્મને આદરો ૭૧ અહો! આ મોટું આશ્ચર્ય છે કે સત્પુરૂષો અલ્પ પ્રયાસથીજ વિશુદ્ધ ભાવનાથી ધર્મ ઉપાર્જન કરે છે ૭૨ જીવોને નિરંતર દુઃખના સંકટથી રક્ષણ કરનાર એક ધર્મજ છે, તેથી હે ભવ્ય પ્રાણીઓ! અનંત સુખ આપનારા તે ધર્મને વિષેજ યત્ન કરો ૭૩ તેં પ્રથમ નિરંતર મોક્ષના સુખને વર્દ્ધન કરનાર ધર્મ પ્રમાદ વડે કર્યો નહીં તેથીજ તું આ જન્મમાં દુઃખી છે ૭૪

## વિષય સુખ.

વિષયમાં આસક્ત થયેલો તું જે દારૂણ (ભયંકર) કર્મ કરે છે, તેનો વિપાક ઉદયમાં આવશે ત્યારે તારૂં રક્ષણ કરનાર કોણ થશે? ૭૫ સંસારમાં ઇચ્છા પ્રમાણે અનંતવાર ભોગો ભોગવ્યા છતાં પણ જે જીવ તૃપ્તિ પામ્યો નહિ તે આ તુચ્છ મનુષ્ય જન્મમાં શી રીતે તૃપ્તિ પામશે? ૭૬ એકજ ભવમાં નાશ કરનાર હલાહલ વિષ ખાવું સારૂં છે, પરંતુ અનંત ભવને વિષે દુઃખ આપનારા ભોગરૂપી વિષ ખાવું સારૂં નથી ૭૭ ઇંદ્રિયોથી ઉત્પન્ન થતું સુખ એ સુખના આભાસરૂપજ છે, પણ તાત્વિક સુખ નથી વળી તે સુખ કર્મના બંધનને માટે છે, અને દુઃખ દેવામાં તે મદદ કરનાર છે ૭૮ હે જીવ! વિષયરૂપી ઉન્માર્ગે જનારા ઇંદ્રિયોરૂપી અશ્વોને વૈરાગ્યરૂપી લગામવડે ખેંચીને નિશ્ચળ કર, અને સન્માર્ગે પ્રવર્તાવ ૭૯ કષાયને વશ થયેલા પ્રાણીને વિષયોમાં પ્રવર્તેલી પોતાની ઇંદ્રિયો જ દુઃખદાયી શત્રુઓ છે ૮૦ જ્યારે આ જીવ મોહ પામીને ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે વર્તે છે, ઇંદ્રિયોને છુટી મૂકે છે ત્યારે પોતાનો આત્માજ પોતાના દુઃખનું બંધન કરનાર શત્રુરૂપ થાય છે ૮૧ ઇંદ્રિયો નિરંતર વિષયોમાં પ્રવર્તેલી જ હોય છે, પરંતુ જેઓ આત્માનું હિત કરવામાં તત્પર હોય છે, તેઓ જ સત્ય જ્ઞાનની ભાવનામાં આસક્ત થઈ તે ઇંદ્રિયોને વિષયોથી નિવર્તાવે છે ૮૨ મૂર્ખ માણસ ઇંદ્રિયોની ઇચ્છારૂપ વ્યાધિનો અપક્રમ કરે છે, ( તેનો અટકાવ

કરતો નથી ) અને તે અપક્રમનેજ સુખ રૂપ માને છે, એથી વધારે કષ્ટ બીજુ શુ છે ? ૮૩

## આત્મજ્ઞાન.

પડિતો આત્માની ( આત્મજ્ઞાનની ) અભિલાષાના રાગને વિષે જે કાંઈ શ્રમ કરે છે, તે જ ઉત્કૃષ્ટ તત્ત્વ છે, એમ બ્રહ્મજ્ઞાનીઓ કહે છે ૮૪ ઇદ્રિયોનો અત્યત ઉપશમ કરીને તથા રાગ દ્વેષનો જય કરીને આત્માને સસારનો નાશ કરવામા કારણ રૂપ એવા જ્ઞાનાદિક પ્રત્યે સારી રીતે જોડવો જોઈએ. ૮૫ જેને ઇદ્રિયો વશવર્તી છે, જેનુ મન દુષ્ટ દાપણાવાળુ નથી અને જેનો આત્મા ધર્મમા તત્પર-મગ્ન છે, તેનુ જીવિત મગળ છે ૮૬ જેઓ પરની નિદા કરવામા મુગા છે અને પોતાની પ્રશસા કરવાથી પગઠ મુખ-વિમુખ છે, તથા જેઓ આવા ( ઉપર કહેલા ) ગુણોથી યુકત છે, તેઓ સર્વત્ર ત્રણ જગતમા પૂજાય છે ૮૭ સત્પુરૂષે પ્રાણનો નાશ પ્રાપ્ત થાય તો પણ પરલોકથી વિરૂદ્ધ એવા કાર્યો અવશ્ય વર્જવા જોઇએ, કેમકે જેથી આત્મા સુખને પામે ૮૮ જે પુરૂષ સર્વદા વિનયવડે યુકત થઇને સર્વ પ્રાણીઓનુ સન્માન-પાલન કરે છે તે સર્વ લોકને પ્રિય થાય છે, અને કદાપિ અપમાન પામતો નથી ૮૯

## કામ [ વિષય. ]

બુદ્ધિમાન પુરૂષે કદાચ કિપાકનુ ( વિષ ) ફળ ખાવુ પડે તો ખુશીથી ખાવુ, પરતુ વિષયો જો કે તેઓ મનોહર-સુદર લાગતા હોય તો પણ કદાપિ સેવવા નહીં ૯૦ અજ્ઞાની માણસો સ્ત્રીઓના સ્પર્શથી સુખ થાય છે એમ વર્ણવે છે, પરતુ તેનો બરાબર વિચાર કર્યો હોય તો તે સુખ સર્વ દુખોનુ પ્રધાન બીજ છે—કારણ છે એમ નિશ્ચય થઇ શકે છે ૯૧

જો મનુષ્યો કામાગ્નિથી બળેલા પોતાના શરીરોને સમતારૂપ જળ-વડે સિંચન નહીં કરે, તો તેઓ કદાપિ શાન્તિ સુખ પામવાના નથી ૯૨ આ જગતમા અગ્નિથી બળેલા ઘર વિગેરેનુ શમન થઈ શકે છે, પરંતુ કામરૂપી અગ્નિથી બળેલા જીવોનુ શમન અનેક ભવો-જન્મો થતા સુધી થઈ શકતુ નથી ૯૩ સંસારને અત્યંત વૃદ્ધિ પમાડનાર અને દુઃખ આપવામાજ તત્પર એવા કામજ મહા વ્યાધિ છે કે જેની પંડિતો પણ ચિકિત્સા કરી શકતા નથી ૯૪ જ્યા સુધી જેના હૃદયમા કામરૂપી અગ્નિ અત્યંત પ્રજ્વલિત છે, ત્યા સુધી નિરંતર કર્મો તેનો આશ્રય કરે છે—કર્મનો બંધ થયા કરે છે ૯૫ કામરૂપી સર્પવડે દૃઢ રીતે ડસેલા જીવને એટલી બધી તીવ્ર વેદના થાય છે, કે જે વેદનાથી અત્યંત મૂર્છા પામેલો જીવ વારંવાર સંસારમા પરિભ્રમણ કર્યા કરે છે ૯૬ જે સર્વ દુઃખોની ખાણ રૂપ છે, અને જે સંસારની વૃદ્ધિ કરનાર છે તે આ મનુષ્યોની સ્મૃતિનો નાશ કરનાર એક કામદેવજ છે બીજો કોઈ નથી ૯૭ મનના સંકલ્પ વિકલ્પરૂપી ઇંડામાથી ઉત્પન્ન થયેલો, રાગ દ્વેષ રૂપી બે જીભવાળો અતિ ભયંકર કામ રૂપી સર્પ વશ-વર્તી કરવો અશક્ય છે ૯૮ આ કામદેવની ઇચ્છા અતિ દુષ્ટ છે, તે સંસારની વધારનારી છે, દુઃખ ઉત્પન્ન કરવામા શક્તિમાન છે, અને ધનનો નાશ કરવામા સમર્થ છે ૯૯ અહો ! જેઓ કામદેવને આધીન થયેલા છે તેઓ બુદ્ધિરહિતજ છે-મૂર્ખજ છે, કેમકે તેઓ પાપકર્મ કરીને પોતાના આત્માને સંસારસમુદ્રમા નાખે છે ૧૦૦ અહો ! નરકરૂપી ખાડામા નાખનારા અતિ ક્રૂર કામદેવે ધર્મરૂપી અમૃતથી પરાઙ્મુખ થયેલા લોકને તુરત છેતરી કરી નાખ્યો છે ૧૦૧ દૈવના નિયોગથી કામદેવ નામ સ્મરણ કરવાથી જ પ્રાણીઓના હૃદયમા સંતાપ કરનાર વૈરરૂપી શલ્ય સ્થાપન કરે છે તેવો હું માન્યો ! તરત નિરંતર જૈનમાર્ગમા આસક્ત થઈને સદાચારનુ સેવન કરો કે જેથી દુઃખે જીતીને દૂર કરી શકાય એવુ તે કામરૂપી શત્રુ સેંકડો કકડા થઈ નાશ પામે ૧૦૨=103 કામ ચિન્તને-

દૂષિત કરે છે, સદ્ગતિનો નાશ કરે છે, સદાચારનો લોપ કરે છે, તથા અનર્થની પરંપરાને વધારે છે ૧૦૪ કામ સર્વ દોષોની ખાણ છે. ગુણોનો વિનાશ કરનાર છે, પાપનો બંધુ છે, અને આપત્તિનો મિત્ર છે ૧૦૫ કામદેવરૂપી પિશાચેજ આ સમગ્ર જગત ઠગ્યું છે, તેથી (કામીજનો)પરાધીનપણે નિરંતર સંસારસમુદ્રમાં ભ્રમણ કર્યા કરે છે- ૧૦૬ મહાબળવાન્ તે કામરૂપી પિશાચનો વૈરાગ્યની ભાવનારૂપ મંત્રવડે વિનાશ કરીને સ્વતંત્ર વૃત્તિવાળા ધીર પુરૂષો સિદ્ધિ સુખને પામ્યા છે ૧૦૭ કામી પુરૂષ સદાચારને,ગુરૂના ઉપદેશને લજ્જાને, ગુણના સમૂહને અને ચિત્તની સ્વસ્થતાને તજી દે છે તેથી મોક્ષના સુખને પ્રાપ્ત કરવા ઇચ્છનાર અને સંસારનો ત્યાગ કરના ઇચ્છાર શ્રેષ્ઠ મુનિઓએ નિરંતર કામનો ત્યાગ કરવો ૧૦૮-૧૦૯ કામ અને અર્થ રૂપી મહા ક્રૂર શત્રુઓ નિરંતર વિશુદ્ધ ધ્યાનને રૂંધનારા છે,તેનો ત્યાગ કરનાર મનુષ્યોનેજ સુખ પ્રાપ્ત થાય છે ૧૧૦ કામરૂપી જ્વરનો દાહ સહન કરવો સારો છે, પરંતુ શીળનું ખંડન કરવું સારૂં નથી; કારણ કે શીળનું ખંડન કરનાર પ્રાણીઓ અનન્ય નરકમાં પડે છે ૧૧૧ સ્વલ્પ કામભોગની સેવાથી કામજ્વરનો દાહ શાંત થતોજ નથી, ઉલટું તેને સેવવાથી નરકના આવર્તમાં પાડનારૂં મહા પાપ પ્રાપ્ત થાય છે ૧૧૨ કામની પીડા તીવ્ર હોય તો પણ તેની વેદના અલ્પ કાળ સુધી જ રહે છે, પરંતુ શીળનું ખંડન કરનાથી તો કોટી ભવ પર્યંત વેદનાઓ ભોગવવી પડે છે ૧૧૩ જેમ મંત્રના અક્ષરોથી વિષનો નાશ થાય છે, તેમ જ્ઞાનના ઉપયોગના પ્રભાવથી અત્યંત ભયંકર પણ કામજ્વરનો દાહ અવશ્ય શાંત થાય છે ૧૧૪ કામનું સેવન ન કરવું એજ તેનું ઉત્કૃષ્ટ શમન કહેલું છે, કેમકે તેનું સેવન કરવાથી ઉલટી તેની અત્યંત વૃદ્ધિ થાય છે પણ કદાપિ શાંતિ થતી નથી ૧૧૫ ઉપવાસ, ઉણોદરી, ઘૃત વિગેરે રસનો ત્યાગ, સ્નાનનો ત્યાગ તાંબુલનું અભક્ષણ-અસેવન, ઇચ્છાનો નિરોધ અને જ્ઞાનનું સ્મરણ—આટલા કામરૂપી મહાશત્રુને ક્ષય કરવાના ઉપાયો છે ૧૧૬ ૧૧૭ ઇચ્છાનો નિરોધ કરવાથી કામ

જીતાય છે, ક્ષમાવડે ક્રોધનો જય થાય છે, મૃદુતાવડે માનનો જય થાય છે અને સમ્યગ જ્ઞાન કરીને મોહનો જય થાય છે (જય કરી શકાય છે) ૧૧૮ કામ ઉપરાંત થાય ત્યારે વિષમિશ્રિત ભોજનની જેમ તૃષ્ણાનો દૂરથી ત્યાગ કરીને સદાચારયુક્ત ચારિત્ર ગ્રહણ કરવું યોગ્ય છે ૧૧૯ શ્રેષ્ઠ બ્રહ્મચર્યનું સારી રીતે રક્ષણ કર્યું હોય તો તે કર્મનો નાશ કરનાર ચારિત્રના સારભૂત અને દેવોને પણ પૂજવા યોગ્ય થાય છે ૧૨૦

## સ્ત્રી

જે આ સ્ત્રી લાવણ્યરૂપી જળની નદી સમાન ભાસે છે, તેજ વાસ્તવિક રીતે દુઃખરૂપી મગરો તરંગોથી વ્યાપ્ત એવી મહા ઘોર વૈતરણી નદી રૂપ છે ૧૨૧ સંસારના બીજ રૂપ, દુઃખોના મોટા સમૂહરૂપ અને પાપના નિધાન રૂપ સ્ત્રીઓને કોણે નિપજાવી હશે ? ૧૨૨ આ સ્ત્રીરૂપી કામજ્વાળા ખરેખર અગ્નિથીજ ઉત્પન્ન થયેલી છે, કે જેના પુરૂષોની યુવાનવય અને દ્રવ્ય હોમાય છે—ભસ્મસાત્ થઈ જાય છે ૧૨૩ નરકરૂપી આવર્તમાં પાડનારી, સ્વર્ગના માર્ગને રૂંધવા માટે દૃઢ અર્ગલા સમાન અને અનર્થને ઉત્પન્ન કરનારી સ્ત્રીઓ કોણે નીપજાવી હશે ? ૧૨૪ મેદ કરો કૃમિના સમૂહથી વ્યાપ્ત, દુર્ગંધ અને મળવડે પરિપૂર્ણ અને માત્ર ત્વચાથી-ચામડીથી મઢેલા સ્ત્રીઓના શરીરને વિષે શું રમણીયપણ ( સુંદરતા ) છે ? ૧૨૫ જે પુરૂષો કામરૂપી મળે કરીને રહિત છે તેઓજ સુખને પામ્યા છે, અને તેઓજ વિધિપૂર્વક ઉત્તમ ચારિત્રને પાળીને મોક્ષ પદને પામશે ૧૨૬ મોહને પામેલો જે મૂઢ પ્રાણી ભોગને માટે નિયાણું કરે છે, તે સુતરના તાંતણા માટે અમૂલ્ય રત્નને ગુમાવે છે ૧૨૭

## વૈરાગ્ય.

કર્મરૂપી શત્રુને જીતવાની ઈચ્છાવાળા પંડિતોએ નિરંતર તીક્ષ્ણ બુદ્ધિવડે સંસાર વિષયો અને શરીરને વિષે વૈરાગ્યની ભાવના ભાવવી-

१२८ જ્યા સુધી મૃત્યુરૂપી વજ્ર આ શરીરરૂપી પર્વત પાડી નાખ્યો નથી, ત્યા સુધી કર્મરૂપી શત્રુનો ક્ષય કરવા મનની યોજના કરવી. તુ આ દુર્લભ મનુષ્યજન્મને પામ્યો છે, તેથી કામ અને અર્થનો સગ છોડી દે, નિરતર ધર્મધ્યાનનુ સેવન કર અને સ્નેહમય પાસલાઓને છેદી નાખ १३ પુરૂષો સદાચારથી અથવા ચારિત્રથી ભ્રષ્ટ થઇને શામાટે વિષયોને સેવતા હશે ? કારણકે તેમ કરવાથી તેઓને મરણના આતરાવાળી નરકની તીવ્ર વેદના ભોગવવી પડશે, એટલે કે નરકમાથી ઉદ્ધરીને એક ભવ તિર્યચ કે મનુષ્યનો કરી પાછા ફરી નરકમા ઉત્પન્ન થવુ પડશે १३१ જેમનુ ચિત્ત સદાચારથી ભ્રષ્ટ થયુ છે, એવા વિષયોની આસક્તિવાળા તે મનુષ્યોને આ ભવમાજ દુખો ભોગવવા પડે છે १३२ વિષયના આસ્વાદમા લુબ્ધ થયેલા અને રાગ દ્વેષને વશ થયેલા તે પુરૂષે પોતાના આત્માનેજ ઠગ્યો છે, કે જેણે સમતાનુ લેશ પણ સેવન કર્યું નથી १३३ પ્રાણીઓએ પોતે જે કર્મ કર્યું છે, તેનુ ફળ અનેક પ્રકારે તેને ભોગવવું પડશે,એમ જાણી હે આત્મા ! તુ કર્મના આશ્રવ દ્વારાને રૂધીને પોતાની ઇદ્રિયોને ક્રમજે કર १३४ તુ ઇદ્રિયોના પ્રચારને રૂધીને પોતાના આત્માને વશવર્તી કરકે જેથી તુ નિર્વાણ-મોક્ષસુખના સ્થાનને પ્રાપ્ત કરી શકે. १३५ ભોગો પ્રાપ્ત થયા છતા પણ મહાન્ પુરૂષોને તેમા આસક્તિ હોતી નથી, અને બીજા મનુષ્યોને ભોગો નહી મળ્યા છતા પણ તેમાં નિરતર આસક્તિ જ રહે છે, પણ કદાપિ ઉપશમ ભાવ પ્રાપ્ત થતો નથી. १३६ છ ખડ પૃથ્વીના સ્વામી ચક્રવર્તી પૃથ્વીને તથા ભોગને તૃણની જેમ તજી દઇને જિનેશ્વર ભગવતની દીક્ષાને અગીકાર કરે છે તો ઘરરૂપી પકમા કૃમિયાની જેમ રહેલા અમારે કઇ સુદર વસ્તુ છોડવાની છે કે જેથી તે પકમા અમે નિરર્થક મુચી રહીએ છીએ ? १३७ १३८ હે જીવ ! જે કર્મરૂપી શત્રુએ તને આ સસારરૂપી સમુદ્રમાં અત્યંત દુસ્તર દુખ ઉત્પન્ન કર્યું છે, તે ઉગ્ર કર્મરૂપી શત્રુને જીતવા માટે તુ કેમ ઇચ્છા કરતો નથી ? १३८ જેઓ મૈથુનને સેવનારા છે અને જેઓ નિરતર માસભક્ષણ કરવામા તત્પર રહે છે, તેઓ પણ

પોતાને પવિત્ર શુદ્ધ માને છે, અહો ! આનાથી બીજુ આશ્ચર્ય શુ છે ? ૧૪૦ મોક્ષના સુખની અભિલાષા રાખનાર આત્મજ્ઞાનીએ તેનુજ કાર્ય કરવુ જે, એકે જે કરવાથી કરેલા કર્મનો ક્ષય થાય અને નવાનો સચય અશ્રવ-નધારો ન થાય ૧૪૧

## ચારે ગતિમા પરિભ્રમણ.

હે જીવ ! અપ્સરાઓના સમૂહથી ભરપૂર અને દેવોવડે સુશોભિત સ્વર્ગને વિષે તે અનેક વાર વિવિધ પ્રકારના ભોગાની સપત્તિ પ્રાપ્ત કરી છે ૧૪૨ અને કર્મના વશથી વિવિધ દુખના સમૂહવાળા, અત્યત ભય આપનારા અને મહા ભયકર એવા રૌરવ નામના નરકમા પણ તુ ચિરકાળ રહ્યો છે (અર્થાત્ નરકના દુઃખો પણ તે ભોગવ્યા છે) ૧૪૩ તે નરકમા તપાવેલા તેલની કઢાઈમા પકાવાતા તે જે ઉત્કૃષ્ટ દુખ અનુભવ્યુ છે, તે કહેવાને પણ સમર્થ થવાય તેમ નથી ૧૪૪ ત્યા પૂર્વ કર્મના નિયોગથી વશથી ભયકર વિવિધ યત્રોવડે અગ્નિવડે પચાવાતા તે દુસહ વેદના અનુભવી છે ૧૪૫ વળી હે જીવ ! વિષ્ઠા અને મૂત્રથી ભરેલા, ભયકર મળમૂત્ર, શ્લેષ્મ અને નસો (ચરબી)થી વ્યાપ્ત એવા માતાના ગર્ભરૂપી ઘરને વિષે તુ નાખનાર કર્મના યોગે સ્થિતિને પામ્યો છે ૧૪૬ તેમજ તિર્યંચની ગતિમા પણ છેદન અને ભેદનથી ઉત્પન્ન થયેલા જે દુખને જીવ પામ્યો છે, તે દુખ કોટી જીહ્વાએ કરીને પણ કહેવાને મનુષ્ય શક્તિમાન નથી ૧૪૭ વળી આ સંસારમા એવુ કોઈ પણ સુખ નથી, કે જે દેવ, મનુષ્ય અને તિર્યંચગતિમા નિરંતર ભ્રમણ કરતા જીવે અનેક પ્રકારે પ્રાપ્ત કર્યું ન હોય ૧૪૮ અત્યત ભય આપનાર આ ચાર ગતિરૂપ સસારમા ભ્રમણ કરતા જીવે કર્મના યોગથી સર્વ પ્રકારના સુખ દુખ પ્રાપ્ત કર્યા છે ૧૪૯ હે જીવ ! આ પ્રમાણે ચિરકાળ સુધી આત્માનો અત્યંત નાશ કરનાર દુખને જાણતા છતા પણ તુ કેમ વૈરાગ્ય પામતો નથી ?

તારા જીવિતને ધિક્કાર છે ! ૧૫૦ હે જીવ ! આ જીવિત વીજળીની જેવુ ચપળ છે, શ્રી પુત્રાદિના સયોગો સ્વપ્નની જેવા અસત્ય છે, સ્નેહ સબંધમથના સંગ જેવો અલ્પ કાળ રહેનારો છે, અને શરીર તૃણના અગ્રભાગપર રહેલા જળના બિંદુની જેવુ અસ્થિર છે કામભોગો ઇંદ્રધનુષ્યની જેવા છે, સપત્તિઓ વાદળા જેવી છે, અને યુવાનસ્થા જળની રેખા સમાન છે આ સર્વે અનિત્ય પદાર્થો છે ૧૫૧-૧૫૨ પોતાની સમાન વયવાળા મનુષ્યોને મૃત્યુ પોતાને આધીન કરે છે, તે જોઇને પણ કોઇ એવો પુરૂષ દેખાતો નથી કે જે પોતાના આત્મહિતમા લેશ પણ પ્રવર્તતો હોય ૧૫૩

શરીર.

જે પુરૂષને શ્રુતજ્ઞાનનો સમાગમ હોય તેવો કયો વિદ્વાન્ પુરૂષ સર્વ અશુચિના સ્થાન રૂપ, નાશવત અને વ્યાધિરૂપ પીડાયેલા આ શરીર ઉપર રતિપ્રીતિને પામે ? ૧૫૪ આ શરીર કે જેનુ ભોજન, વસ્ત્ર વિગેરેવડે ચિરકાળ સુધી પોષણ કરવામા આવે છે, તે પણ છેવટ-વૃદ્ધાવસ્થામા વિકારને પામે છે, તો આવી પૌદ્ગળિક બાહ્ય વસ્તુઓ ઉપર શી શ્રદ્ધા-શો વિશ્રામ રાખવો ? ૧૫૫ હે જીવ ! તુ બંધુઓની સાથે પરભવમાથી અહીં આવ્યો નથી, અને તે બંધુઓની સાથે જવાનો નથી, તો પછી મૂઢ ચિત્તવાળા પુરૂષોને સ્વજનોની સાથે જે સ્નેહ બધાય છે તે વૃથાજ છે ૧૫૬ હે પંડિતો ! પ્રાણોને ધારણ કરનાર પ્રાણી જે જે જન્મ ધારણ કરે છે, તે તે અવશ્ય મરણ પણ પામેજ છે,તેથી કદીને કોઇ સ્વજન મૃત્યુ પામે તો તેમા તમે કાઇ પણ શોક કરો નહીં ૧૫૭ જે પુરૂષ જ્ઞાનાદિક આત્માના કાર્યને છાડીને અન્ય શરીરાદિ પૌદ્ગલિક કાર્યમા આસક્ત થાય છે, તેનું ચિત્ત સ્ત્રી પુત્રાદિકને વિષે મમતા કરવામા આસક્ત હોય છે, તેથી તે આત્માના હિતથી ભ્રષ્ટ થાય છે-ચૂકે છે ૧૫૮

આત્મહિત.

સર્વજ્ઞ ભગવાન કહે છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનુ આચરણ એ સર્વ આત્માનુ હિત કહેવાય છે ૧૫૯

સ્ત્રી, પુત્ર, મિત્ર વિગેરના વિવિધ પ્રકારના વિયોગને તથા દ્રવ્યના નાશને જોયા છતા પણ હે જીવ! તારૂ નિર્દય ચિત્ત સુખના આસ્વાદમા લુબ્ધ જ રહે છે, તે આશ્ચર્ય છે ૧૬૦ સુખ ભોગવવામા મોહ પામેલા અને વિષયોના આસ્વાદમા લંપટ થયેલા પ્રાણીઓ આત્મહિતથી ( ચારિત્રથી ) ભ્રષ્ટ થઈને દુઃખને સેવે છે ૧૬૧ જે પ્રકારે સારી રીતે અત્યંત નિર્મળ ચિત્ત શુદ્ધિ થાય, તે પ્રકારે જ્ઞાની પુરૂષે ઘણા પ્રયત્નથી શુભ કાર્ય કરવુ ૧૬૨ જે પુરૂષનુ ચિત્ત રાગાદિક મળે કરીને રહિત અને વિશુદ્ધ હોય તે પુરૂષને સામ્રાજ્ય સંસારનુ મુખ્ય ફળ ( મોક્ષસુખ ) પ્રાપ્ત થયુ છે એમ જાણવુ ૧૬૩ અભવ્ય પ્રાણી સંસારનો નાશ કરવામા હર્ષને પામી શકતો નથી, ઇંદ્રિયોના નિગ્રહ કરવામા ધૃતિ-સંતોષને ધારણ કરી શકતો નથી અને કષાયનો વિજય કરવામા યત્ન કરી શકતો નથી તેના પ્રકારની ઇચ્છા પણ તેને થતી નથી ૧૬૪ જે આ રાગ દ્વેષાદિક રહિત ચિત્તનુ નિર્મળપણુ, તેજ પરબ્રહ્મ-મોક્ષ કહેવાય છે તે વાત મોહવાળા પ્રાણીઓ જાણતા જ નથી ૧૬૫ જે પ્રમાણે મોટી આપત્તિમા પણ મન વિકાર ન પામે, તે પ્રમાણે આત્મહિતને ઇચ્છનાર પંડિત પુરૂષે કાર્ય કરવુ જોઇએ ૧૬૬ જગતમા તે પુરૂષો જ ધન્ય છે, કે જેઓ બીજી બીજી આપત્તિઓ પામ્યા છતા પણ વિકારને પામતા નથી, કારણકે તેઓનુ ચિત્ત વિશુદ્ધ હોય છે ૧૬૭

## ક્લેશ

હે પ્રાણી! આપત્તિમા પણ ક્લેશ કરવો નહીં, કારણકે ક્લેશ એ કર્મબંધનનુ કારણ છે ક્લેશના પરિણામ (અધ્યવસાય) થીજ જીવ દુઃખનુ ભાજન સ્થાન થાય છે ૧૬૮ ક્લેશના પરિણામથી જીવ અનેક પ્રકારે કોટી ભવોમા દુઃખ આપનારા અતિ મોટા કર્મબંધનો કરે છે ૧૬૯ ક્લેશ રહિત ચિત્ત એજ રત્ન સમાન સ્થિર અને ઉજ્વળ આત્મપ્રકાશ આપનાર છે, તેજ મહાપુરૂષોનુ ઉત્તમ ધન છે, અને તે વડે જ તેઓ જરા અને મરણ રહિત ઉત્તમ સ્થાન (મોક્ષ) ને પામે છે ૧૭૦

સંપત્તિમાં હર્ષ ( ગર્વ ) પામતો નહિ, અને વિપત્તિમાં દુખિત (દીન) થતું નહીં, એજ મહાપુરૂષનું લક્ષણ છે, પરંતુ દ્રવ્યની પ્રાપ્તિ થવાથી કાંઈ મહાપુરૂષ થઇ શકાતું નથી ૧૭૧ પૂર્વ કર્મના સબંધને લીધે આપત્તિઓ આવી પડે ત્યારે પ્રાણીઓને રક્ષણ કરનાર એક ધૈર્ય (સહનશીલતા-સંયમ) જ સમર્થ છે, પરંતુ તે વખતે શોક કરવો યોગ્ય નથી ૧૭૨ ચિત્તના શુદ્ધ પરિણામથી જ જીવને સર્વત્ર શાંતિ પ્રાપ્ત થાય છે, પરંતુ ચિત્તમાં કલેશના અધ્યવસાય હોય તો અનેક ભવોને વિષે પણ શાંતિ થતી નથી ૧૭૩ પુરૂષોના ચિત્તમાં સંકલેશના પરિણામ વર્તતા હોય તો તેમનો સંસાર વૃદ્ધિ પામે છે, અને ચિત્તની શુદ્ધતા વર્તતી હોય તો તે સંપત્તિ તથા આજીવિકાને આપનાર થાય છે ૧૭૪ જ્યારે તત્વજ્ઞાની પુરૂષોનું ચિત્ત વિશુદ્ધ હોય, ત્યારે તેમની સર્વ આપત્તિઓ પણ સંપત્તિ રૂપજ થાય છે, એકે મહાપુરૂષોને સર્વ મહાન જ હોય છે ૧૭૫

## શુદ્ધ ઉપદેશ.

અન્ય પ્રાણી પણ ઉન્માર્ગે જતો હોય તો તેને તેથી અટકાવવો યોગ્ય છે, તો વિષયરૂપી ઉન્માર્ગમાં જનારા પોતાના મનને અવશ્ય આગ્રહથી અટકાવવું જોઇએ, તેમાં તો શું કહેવું ? ૧૭૬ અજ્ઞાનથી અથવા મોહથી જો કાંઇ કુત્સિત કાર્ય કરાયું હોય, તો તે અકાર્યથી મનને પાછું વાળવું જોઈએ અને ફરીથી તેવા કાર્યમાં પ્રવર્તવા દેવું ન જોઈએ ૧૭૭ હે દુષ્ટ બુદ્ધિવાળા જીવ ! તે પૂર્વ જન્મમાં જે અશુભ કર્મ કર્યું હશે, તે અતિ કટુ કર્મના ઉદયકાળે તેનું તેવું જ ફળ તું પાછા કાળમાજ પામીશ ૧૭૮ મસલો જેમ પોતાના બે કાનવડે પોતાના શરીરને ગોપવીને મને કોઇ દેખતું નથી એમ માને છે, પરંતુ તરતજ તે વધ બંધનાદિકને પામે છે, તેમજ જીવ પણ પોતે કરેલા કર્મને જરાક ગોપવવા જાય છે, પરંતુ પાછા કાળમાજ તેનું ફળ તેને ભોગવવું પડે છે. ૧૭૯ જે પુરૂષ અજ્ઞાનતાને લીધે વૃદ્ધિ પામતા

અશુભકર્મની શુદ્ધિ-પ્રાયશ્ચિત્ત કરતો નથી, તે પાછળથી મોટા દુઃખને પ્રાપ્ત થઈ અત્યંત પશ્ચાત્તાપ પામે છે. ૧૮૦ સુખની પ્રાપ્તિમાં લાલચુ થયેલા મૂઢ મનુષ્યો શું શું અકાર્યને કરતા નથી? સર્વ અકાર્ય કરે છે, અને તેથી કરીને એ કરોડો જન્મ પર્યંત તે સંતાપને પામે છે ૧૮૧ હું બીજાને ઠગું છું એમ ધારીને જેઓ માયા કપટ કરેછે, તેઓ આ લોક તથા પરલોકમાં પોતાના આત્માનેજ ઠગે છે એમ જાણવું ૧૮૨ હે જીવ! ઉત્તમ મનુષ્યપણું પ્રાપ્ત થયા છતાં પણ તે કાંઇ સુકૃત કર્યું નહીં અને મરણ તો સમીપે આવ્યું. એ ની વાત છે કે તારો જન્મ જ નિષ્ફળ ગયો ૧૮૩ જે પ્રાણી કર્મરૂપી પાશમાંથી મુક્ત થવા માટે કાંઇ પણ યત્ન કરતો નથી, તે સંસારરૂપી કારાગૃહને વિષે નિરંતર બંધાયેલોજ રહે છે ૧૮૪ વિષયરૂપી માંસમાં લુબ્ધ થયેલા મનુષ્યોરૂપી ગિલો બાંધનરૂપી બંધનથી બંધાને આ ભવરૂપી કેદખાનામાં પડ્યા પડ્યા સીઝાય છે ૧૮૫ હે આત્મા! આ જ મમાજ ગર્ભવાસનું જે દુઃખ તું પામ્યો છે, તે પણ હમણાં શું તું ભૂલી ગયો! કે જેથી તારા આત્માને પણ તું જાણતો નથી ૧૮૬ ચોરાશી લાખ જીવાયોનિઓને વિષે ભ્રમણ કરતાં તે મોહને લીધે નાના પ્રકારના દુઃખરૂપી શલ્યો પ્રાપ્ત કર્યા છે-અનુભવ્યા છે, તો મૂઢ! આ સંસારથી ઉત્પન્ન (પ્રાપ્ત) થયેલા દુઃખથી તું કેમ ઉદ્વેગ-વૈરાગ્ય પામતો નથી કે જેથી તું વિષયોને વિષે આસક્ત થઇ લોભને વશ પડ્યો છે? ૧૮૭-૧૮૮

## કર્મનો ક્ષય.

હે જીવ! જે તે પૂર્વે કોટી જન્મોને વિષે પુષ્કળ કર્મ ઉપાર્જન કર્યું છે, તેને છેદવા માટે તું લેશ પણ શક્તિમાન ન થયો તેથી તારો જન્મ કેવળ નિષ્ફળ ગયો ૧૮૯ અજ્ઞાની જીવ જે કર્મને સો કરોડો કોટી જન્મોવડે ખપાવે છે-ક્ષીણ કરે છે તે કર્મને ત્રણ ગુપ્તિને ધારણ કરનાર જ્ઞાની પુરૂષ એક અંતર્મુહૂર્તમાં ખપાવી શકે છે ૧૯૦ એવી જીંદગીથી શું ફળ કે જે જીંદગીમાં સંસારને

નિષ્ફળ કરનારા કર્મોની નિર્જરા કે સંવર કાંઈ પણ કરી શકાય નહીં ? ૧૯૧ આ જગતમા તેજ પ્રાણી જન્મેલો કહેવાય કે જે જન્મ ધરીને વિપત્તિ કાળે ક્ષય કરવા આપનારા કર્મો કે જેનો ઉદય થયેલો ન હોય તેમને ઉદયમા લાવી ખપાવી દે. આવો પુરૂષ જ મહાત્મા અને પડિત કહેવાય છે ૧૯૨ હે આત્મા ! ક્રોધ ઉપર જ (ક્રોધને દૂર કરવા) ક્રોધ કરવો, માનની સાથેજ (માનને ટાળવા) માન અભિમાન રાખવુ અને સંગના-સ્ત્રીપુત્રાદિનાજ સંગનો ત્યાગ કરવો આ પ્રમાણે કરીને તુ સ્વર્ગ મોક્ષના સુખને સ્વાધીન કર-સ્વાધીન કરી લે ૧૯૩ પરિગ્રહ ઉપર જ મહા દ્વેષ કરવો; મુક્તિ ઉપરજ ઉત્તમ પ્રીતિ રાખવી, શુભ ધ્યાનમા જ ચિત્તની એકાગ્રતા રાખવી, પણ આર્ત રૌદ્રધ્યાનમા ચિત્ત જવા દેવુ નહીં ૧૯૪ ધર્મનુ ઉપાર્જન કરવામા અને કર્મનો ક્ષય કરવામા યત્ન કરવો, તથા પાપને નાશ કરનારા સાધુ પુરૂષોના આચરણમા જ સદા ચિત્તને સ્થાપન કરવુ ૧૯૫ શુભ ધ્યાનમા લીન થયેલા ઘણા મહાત્માઓ માનરૂપી હાથીને ભાંગીને, લોભ રૂપી પર્વતનું નિકંદન કરીને, માયારૂપી લતાનુ ઉન્મૂલન કરીને, અને ક્રોધરૂપી શત્રુનો નાશ કરીને, આત્માને હિતકારી એવા યથાખ્યાત ચારિત્રનો સ્વીકાર કરી છેવટ સમગ્ર કર્મનો ક્ષય કરી મોક્ષપદને પામ્યા છે ૧૯૬ ૧૯૭ જેઓ સર્વ સંગ રહિત હોય રાગાદિક મળથી દૂર રહેલા હોય, શાંત, દાંત અને તપરૂપી આભરણથી ભૂષિત હોય, તથા મોક્ષની અભિલાષાવાળા હોય તેઓ જ ધીર કહેવાય છે ૧૯૮

## સુપાત્ર લક્ષણ.

જેઓ મન, વચન અને કાયાના યોગને વિષે ઉત્તમ ધ્યાન કરવામાં તત્પર હોય, સદાચારનુ આચરણ કરનાર હોય, જ્ઞાનની ઉપાસનામાં યુક્ત હોય, તથા સર્વ પ્રાણી ઉપર દયાવાળા હોય, તેઓ સુપાત્ર કહેવાય છે ૧૯૯ વળી જેઓ વૈર

ભાવનાવડે યુક્ત હોય, નવન ( પરાક્રમ ) ભાવના સહિત હોય, તથા તત્વજ્ઞાનમાંજ ચિત્તને સ્થાપન કરનારા હોય તેજ ઉત્તમ પુરૂષો દાતારને સુપાત્રરૂપ છે ૨૦૦ આ સુપાત્રરૂપ મહાપુરૂષો ધૈર્ય ભાવનાવડે દુ:ખનો નાશ કરે છે તત્વભાવનાવડે સંસારનો નાશ કરે છે અને જ્ઞાનભાવનાવડે કર્મનો નાશ કરે છે ૨૦૧ જેઓ સમતાને નિરંતર આચરે છે, કર્મરૂપી શત્રુઓની સાથેજ જેઓ યુદ્ધ કરે છે અને જેઓ નિર્જોતી ઇચ્છા પણ રાખતા નથી, તેજ ઉત્તમ યતિઓ સુપાત્ર છે ૨૦૨ જેઓ સર્વ સંગ રહિત છતાં પણ સદાચારના સંગવાળા છે જેઓ સર્વ વસ્તુ ઉપર સ્નેહ રહિત છતાં માત્ર શાસ્ત્ર ઉપર સ્નેહવાળા છે, અને જેઓ આભૂષણ રહિત છતાં પણ તપરૂપી આભુષણથી ભૂષિત છે એવા યોગીજનોજ સુપાત્રરૂપ છે ૨૦૩ જે ઉદાર ચિત્તવાળાઓએ હમેશા પોતાના શરીર ઉપરથી પણ મમતાનો ત્યાગ કર્યો છે, તેના સર્વ પ્રાણીઓના હિત કરવામાં રક્ત સંયમી (મુનિ)ઓજ સુપાત્ર છે ૨૦૪

## મુનિઓ કેવા હોય ?

મુનિઓ પરીસહો જીતવામાં (સહન કરવામાં) સમર્થ હોય છે, કર્મનો ક્ષય કરવામાં બળવાન હોય છે, જ્ઞાન, ધ્યાન અને તપરૂપી અલંકારથી અલંકૃત હોય છે શુદ્ધ આચારમાં તત્પર હોય છે, તેમનું મન શાંત હોય છે તેમની દ્રષ્ટિ સૌમ્ય-સર્વ પ્રાણીઓ પર સમાન હોય છે, તેમની ઇંદ્રિયો શાંત હોય છે, તેઓ સર્વ જગતના પ્રાણીઓનુ શુભ ઇચ્છે છે તેમનો મોહરૂપી મહા શત્રુ શાંત થયેલો હોય છે, તેઓએ કામ અને ક્રોધનો સર્વથા નાશ કરેલા હોય છે, તેમની કોઇ નિંદા કરે કે કોઇ પ્રશંસા કરે તો તે બન્ને ઉપર તેઓ સમદ્રષ્ટિવાળા હોય છે, તેઓ મેરૂ પર્વતની જેવા ધીર હોય છે, પોતાના શરીર ઉપર પણ સ્પૃહા રહિત હોય છે, તેઓએ ઇંદ્રિયો ક્રોધ, લોભ, અને ભયરૂપી શત્રુઓનો પરાભવ

રૈયો હોય છે, તેઓ રાગદ્વેષથી રહિત હોય છે, સિદ્ધિરૂપી સ્ત્રીના પ્રેમની જ લાલસાવાળા હોય છે, નિરંતર શાસ્ત્રનો અભ્યાસ કરવામાં જ તત્પર હોય છે અને તેઓ નિરંતર મગ્નમગ્નમાંજ મગ્ન થયેલા હોય છે આવા મુનિજનને પોતાને ઘેર આવેલા જોઈને જે પુરૂષ અજ્ઞાનતાને લીધે તેમના પર માત્સર્ય-ઈર્ષ્યા કરે છે, ( તેમની ભક્તિ કરતો નથી ) તેની સર્વ ધર્મક્રિયાઓ નિષ્ફળ થાય છે ૨૦૫-૨૦૯ તેવા મુનિઓ માયાનો નાશ કરીને, તૃષ્ણાનો ત્યાગ કરીને તથા રાગ દ્વેષનું ઉન્મૂલન કરીને અક્ષય એવા મોક્ષપદને પામે છે ૨૧૦ સર્વ ધીર પુરૂષોમાં મુનિઓજ વાસ્તવિક ધીર જાણવા યોગ્ય છે, કારણકે તેઓનું ચિત્ત કદાપિ ( રાગ દ્વેષાદિકથી ) આકુળવ્યાકુળ થતું નથી, અને તેઓ પોતાનાજ તપોબળથી કર્મરૂપી શત્રુના મોટા સૈન્યનો પરાજય કરે છે ૨૧૧, જેઓ પરીષહોને જીતવામાં શૂરવીર હોય, ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં શૂરવીર હોય, અને કષાયોનો વિજય કરવામાં શૂરવીર હોય તેઓજ વાસ્તવિક શૂર છે એમ પંડિતો કહે છે ૨૧૨ ઉત્તમ ચારિત્રનું પાલન કરવામાં જ ચિત્તને સ્થાપન કરનાર હોવાથી મુનિ નવા કર્મને બાંધતા નથી, અને વિશુદ્ધ ધ્યાનમાંજ તત્પર હોવાથી પૂર્વે બાંધેલા કર્મની નિર્જરા કરે છે ૨૧૩

## ખરા પંડિત

જેઓ સંસારના ભયથી વિરક્ત હોય છે અને મોક્ષનું સુખ મેળવવામાંજ ઉત્સુક હોય છે, તેઓનેજ સત્પુરૂષોએ વાસ્તવિક પ્રાજ્ઞ ( પંડિત ) કહ્યા છે, તે સિવાયના પંડિતનામધારીઓ તો પંડિત શબ્દના અર્થને વગોવનારાજ છે શુદ્ધ મનવાળો જે પુરૂષ સર્વ પ્રાણીઓ ઉપર સમાન દૃષ્ટિ રાખે છે અને જેણે સર્વ પ્રકારે મમતાનો ત્યાગ કર્યો છે તેજ મોક્ષપદીમાં ...

ભાવનાવડે યુક્ત હોય, અને ( પશ્ચાત્ ) ભાવના સહિત હોય, તથા તત્ત્વજ્ઞાનમાં ચિત્તને સ્થાપન કરનારા હોય તેજ ઉત્તમ પુરુષો દાતારને સુપાત્રરૂપ છે ૨૦૦ આ સુપાત્રરૂપ મહાપુરૂષો ધૈર્ય ભાવનાવડે દુઃખનો નાશ કરે છે તત્ત્વભાવનાવડે સંસારનો નાશ કરે છે અને જ્ઞાનભાવનાવડે કર્મનો નાશ કરે છે ૨૦૧ જેઓ સમતાને વિશેષ આગ્રહી છે, કર્મરૂપી શત્રુઓની સાથેજ જેઓ યુદ્ધ કરે છે અને જેઓ વિષયોની ઇચ્છા પણ રાખતા નથી, તેજ ઉત્તમ યતિઓ સુપાત્ર છે ૨૦૨. જેઓ સર્વ સંગ રહિત છતાં પણ મહાયોગના સંગવાળા છે, જેઓ સર્વ વસ્તુ ઉપર સ્નેહ રહિત છતાં સત્ શાસ્ત્ર ઉપર સ્નેહવાળા છે, અને જેઓ આભૂષણ રહિત છતાં પણ તપરૂપી આભૂષણથી ભૂષિત છે એવા યોગીજનોજ સત્ય સુપાત્રરૂપ છે ૨૦૩ જે ઉદાર ચિત્તવાળા યોગીઓ હમેશા પોતાના શરીર ઉપરથી પણ મમતાનો ત્યાગ કર્યો છે, તેના સર્વ પ્રાણીઓના હિત કરવામાં તત્પર સંયમી (મુનિ)ઓ સુપાત્ર છે ૨૦૪

## મુનિઓ કેવા હોય ?

મુનિઓ પરીસહો સહન કરવામાં (સહન કરવામાં) સમર્થ હોય છે, કર્મનો ક્ષય કરવામાં બુદ્ધિમાન હોય છે, જ્ઞાન, ધ્યાન અને તપરૂપી અલંકારથી અલંકૃત હોય છે, શુદ્ધ આચારમાં તત્પર હોય છે, તેમનું મન શાંત હોય છે તેમની દ્રષ્ટિ સૌમ્ય-સર્વ પ્રાણીઓ પર સમાન હોય છે તેમની ઇંદ્રિયો શાંત હોય છે, તેઓ સર્વ જગતના પ્રાણીઓનું શુભ ઇચ્છે છે તેમનો મોહરૂપી મહા શત્રુ શાંત થયેલો હોય છે, તેઓએ કામ અને ક્રોધનો સર્વથા નાશ કરેલો હોય છે, તેમની કોઇ નિંદા કરે કે કોઇ પ્રશંસા કરે તો તે બન્ને ઉપર તેઓ સમબુદ્ધિવાળા હોય છે, તેઓ મેરૂ પર્વતની જેવા ધીર હોય છે પોતાના શરીર ઉપર પણ સ્પૃહા રહિત હોય છે, તેઓએ ઇંદ્રિયો ક્રોધ, લોભ, અને ભયરૂપી શત્રુઓનો પરાભવ

થયેલા હોય છે, તેઓ રાગદ્વેષથી રહિત હોય છે, સિદ્ધિરૂપી સ્ત્રીના સંગમની જ લાલસાવાળા હોય છે, નિરંતર જ્ઞાનનો અભ્યાસ કરવામાં જ તત્પર હોય છે અને તેઓ નિરંતર પ્રશમરસમાંજ મગ્ન થયેલા હોય છે આવા મુનિજનને પોતાને ઘેર આવેલા જોઈને જે પુરુષ અજ્ઞાનતાને લીધે તેમના પર માત્સર્ય ઈર્ષા કરે છે, ( તેમની ભક્તિ કરતો નથી ) તેની સર્વ ધર્મક્રિયાઓ નિષ્ફળ થાય છે ૨૦૫-૨૦૯ તેવા મુનિઓ માયાનો નાશ કરીને, મમતાનો ત્યાગ કરીને તથા શલ્ય દ્વયનું ઉન્મૂલન કરીને અગમ્ય એવા મોક્ષપદને પામે છે ૨૧૦ સર્વ ધીર પુરુષોમાં મુનિઓજ વાસ્તવિક ધીર જાણવા યોગ્ય છે, કારણકે તેઓનું ચિત્ત કદાપિ ( રાગ દ્વેષાદિકથી ) આકુળ-વ્યાકુળ થતું નથી, અને તેઓ પોતાનાજ તપોબળથી કર્મરૂપી શત્રુના મોહ સૈન્યનો પરાજય કરે છે ૨૧૧, જેઓ પરીષહોને જીતવામાં શૂરવીર હોય, ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં શૂરવીર હોય, અને કષાયોનો વિજય કરવામાં શૂરવીર હોય તેઓજ વાસ્તવિક શૂર છે એમ પંડિતો કહે છે ૨૧૨ ઉત્તમ ચારિત્રનું પાલન કરવામાં જ ચિત્તને સ્થાપન કરનાર હોવાથી મુનિ નવા કર્મને બાંધતા નથી, અને વિશુદ્ધ ધ્યાનમાંજ તત્પર હોવાથી પૂર્વે બાંધેલા કર્મની નિર્જરા કરે છે ૨૧૩

## અથ પંડિત

જેઓ સંસારના રાગથી વિમુખ હોય છે અને મોક્ષનું સુખ મેળવવામાંજ ઉત્સુક હોય છે, તેઓનેજ સત્પુરુષોએ વાસ્તવિક પ્રાજ્ઞ ( પંડિત ) કહ્યા છે, તે સિવાયના પંડિતાભિમાનીઓ તો પંડિત શબ્દના અર્થને વગોવનારાજ છે શુભ મનવાળો જે પુરુષ સર્વ પ્રાણીઓ ઉપર સમાન દ્રષ્ટિ રાખે છે, અને જેણે સર્વ પ્રકારે મમતાનો ત્યાગ કરેલો છે તેજ મોક્ષપુરીમાં જાય છે ૨૧૪-૨૧૫

## ખરા શૂરવીર

જે પુરૂષ ઇદ્રિયોનો જય કરવામા શૂરવીર હોય અને કર્મને ચ્યવ કરવામા કાયર હોય જેણે તત્ત્વાર્થની વિચારણામા મનને સ્થાપન કર્યું હોય, જે પોતાના શરીર ઉપર પણ નિસ્પૃહ હોય જે પરીસહોરૂપી મહા શત્રુના સૈન્યનુ દમન કરવામા સમર્થ હોય, તથા જે કષાયોનો નિજય કરવામા શૂરવીર હોય તેજ તત્ત્વથી શૂર કહેવાય છે ૨૧૬-૨૧૭ જેઓ સંસારનો નાશ કરનાર ચારિત્રનુ સદા પાલન કરે છે, તે પુરૂષોજ રાગ દ્વેષનો ક્ષય કરીને મોક્ષપદને પામે છે ૨૧૮ જેઓ શરીર ઉપર પરસેવાના મળથી વ્યાપ્ત છતા મિથ્યાત્વાદિક અભ્યતર મળ રહિત હોય છે અને નિરતર બ્રહ્મચર્યનુ પાલન કરવામા તત્પર હોય છે તે ધીર પુરૂષોજ જ્ઞાનનો અભ્યાસ કરવામા તત્પર હોય છે ને કરે છે ૨૧૯ જ્ઞાનની ભાવનાથી શક્તિમાન થયેલા ધીર પુરૂષો નિર્મળ આત્માવડે અપ્રમત્ત નામના ગુણને ( ગુણસ્થાનને ) પામીને આત્માનુ હિત સાધે છે ૨૨૦ જેઓ સસારના વાસથી ભીરૂ હોય છે, તેઓએજ બાહ્ય અને અભ્યતર સગનો ત્યાગ કરેલો હોય છે અને જેઓ વિષયોથી નિવૃત્તિ ( વિરામ ) પામ્યા હોય છે, તેઓનુ જ ઉચિત પ્રશંસાપાત્ર છે ૨૨૧

## મનુષ્ય જન્મને શાભાવી જનાર

શત્રુ અને મિત્ર વિષે, માન અને અપમાનને વિષે, લાભ અને અલાભને વિષે તથા માટીના ઢેફા અને સુવર્ણને વિષે જેની સમાન દૃષ્ટિ હોય છે, સમ્યક્જ્ઞાનની ભાવનાવડે જેના શુદ્ધ પરિણામ હોય છે, જે જ્ઞાનની સેવામા ( જ્ઞાનાભ્યાસમા ) જ નિરતર તત્પર હોય છે, જે ચારિત્રનુ આચરણ કરવામા આસક્ત હોય છે અને જેને અભિલાષા માત્ર એક મોક્ષના સુખની જ હોય છે, એવા મુનિને

જોઇને જે દુષ્ટ બુદ્ધિવાળો પુરૂષ તેને મહાત્મા ગુરૂ તરીકે માનતો નથી, તે પુરૂષ પોતાના મનુષ્ય જન્મના ઉત્તમ ફળને સર્વથા પ્રકારે હારી જાય છે ૨૨૨-૨૨૪

## જીવિત સફળ.

રાગાદિકથી રહિત, દઢ મનવાળા, નિર્મળ ચિત્તવાળા અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા ધીર પુરૂષો સર્વ સંગનો ત્યાગ કરી તપસ્યા કરે છે ૨૨૫ જેઓનુ ચિત્ત સંસારથી ઉદ્વેગ પામ્યુ હોય, જેઓ મોક્ષના સુખની જ ઇચ્છા રાખતા હોય, અને જેઓ સર્વ સંગથી નિવૃત્ત થયા હોય, તેઓનુ જીવિતજ ધન્ય-પ્રશસ્ય છે ૨૨૬. જેઓ સાત ભયના સ્થાનોથી રહિત હોય, જેઓ (ભાવ)નિદ્રા રહિતપણે (વિવેક પૂર્વક) શયન કરનાર હોય, અને જેઓ ત્રિકાળ (સર્વકાળે) સંયમયોગે કરીને યુક્ત હોય (સંયમયુક્ત હોય) તેમનુ જીવિતજ સફળ છે. ૨૨૭ જીવ આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરવાથી તથા ધર્મ અને શુક્લધ્યાનનો આશ્રય કરવાથી અનંત સુખને આપનાર અક્ષય મોક્ષને પામે છે ૨૨૮ બુદ્ધિમાન્ યતિ આત્માને નિયમમા રાખી-નિશ્ચળ રાખી, વિષયોથી પરાઙ્ મુખ થઇ, તથા જ્ઞાનના અભ્યાસમા તત્પર થઇ નિરંતરપણે આત્મહિતને-મોક્ષને સાધે છે ૨૨૯ સાધુઓ જેમ જેમ સંગ (રાગ-મોહ, મમતા-પરિગ્રહ) નો ત્યાગ કરતા જાય છે, તેમ તેમ તેના કર્મો ક્ષીણ થતા જાય છે, અને જેમ જેમ કર્મની ક્ષીણતા થતી જાય છે, તેમ તેમ મોક્ષપદ તેમની સમિપે આવતુ જાય છે ૨૩૦

## ઉપદેશામૃત.

આ શરીર, ધન, સ્ત્રી, પુત્રાદિક કે જેને અહીં તજીનેજ પરલોકમા જવાનું છે, તેને પોતાના કેમ કહી શકાય? પ્રમાણે વીચારીને વિદ્વાન પુરૂષ [illegible]

ત્યાગ કરે છે ૨૩૧ જેઓ મગ (પરિગ્રહ) નો સચય કરનામા આસકત થયેના છે, તેઓને ખરેખર પોતાનો આત્માજ પ્રિય-વહાલો નથી, કેમકે જો આત્મા પ્રિય હોય તો આત્માનોજ અપકાર કરનાર તુચ્છ વસ્તુનો સ્વીકાર તેનજ કરી શકે ૨૩૨ કેવળ શરીરના સગથીજ આરંભની પ્રવૃત્તિ થાય છે, અને તે શરીર જ અનિત્ય છે, આત્માનુ રક્ષણ કરવા શકિતમાન નથી, તેથી વિદ્વાન માણસે તેવા શરીર પર પ્રીતિ નરાખવી જોઈએ ૨૩૩ સગથી વિષયો પરની લોલુપતા ઉત્પન્ન થાય છે, વિષયની લોલુપતાથી ધનાદિકનો સચય કરવાની ઈચ્છા થાય છે તેના સચયથી લાભ વધે છે, અને લોભ વધવાથી સસારની વૃદ્ધિ થાય છે ૨૩૪

## નિર્મમત્વ.

મમતાથી લોભ ઉત્પન થાય છે લોભથી રાગ ઉત્પન થાય છે, અને રાગથી દ્વેષ ઉત્પન્ન થાય છે અને દ્વેષ ઉત્પન્ન થવાથી દુ ખની પરપરા પ્રાપ્ત થાય છે, તેથી નિર્મમતા જ ઉત્કૃષ્ટ સુખ છે અને નિર્મમતાને જ પડિતોએ મોક્ષનુ ઉત્કૃષ્ટ બીજ કહ્યુ છે નિરતર આત્માને વિષે નિર્મમતાની નિશ્ચલ સ્થિતિ થઈ હોય તો સસારની સ્થિતિને નાશ કરનારૂ પરમ ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે ૨૩૫-૨૩૭ દ્રવ્ય સર્વ નરકના અનર્થોનુ મૂળ છે, સ્વર્ગ મોક્ષસુખનો નાશ કરનાર છે દ્રવ્ય કષાયોને ઉત્પન્ન કરનાર છે અને દુ ખ જ દુ ખોને પ્રાપ્ત કરાવનાર છે ૨૩૮ હે પ્રાણી! તે આ સસારમા ભ્રમણ કરતા અનેક વાર દ્રવ્ય પ્રાપ્ત કરીને તેને તજેલ પણ છે, તો ફરીથી તેમા પ્રીતિ કરવી તે ભોજન કરેલા અન્નને વમન કરીને પાછુ તેને ગ્રહણ કરવાની જેમ અયુકત અયોગ્ય છે ૨૩૯ આ જગતમા કયો પુરૂષ ધનને સાથે લઈને પરલોકમા ગયો છે? કોઈજ નહીં, ત્યારે શા માટે તૃષ્ણારૂપી અગ્નિથી તાપ પામેલો પ્રાણી દારૂણ કર્મને બાધે છે? ૨૪

## સંતોષ

તૃષ્ણાવડે અંધ થયેલા મનુષ્યો હિત કે અહિત જોઈ શકતા નથી, પરંતુ બુદ્ધિમાન મનુષ્યો સંતોષરૂપી અંજનને પામીને-આંજીને સ્પષ્ટ રીતે પોતાના હિતાહિતને જોઈ શકે છે ૨૪૧ નિશ્ચયજ્ઞ પુરુષો સંતોષરૂપી શ્રેષ્ઠ રત્નને પામીને મોક્ષરૂપ સન્માર્ગમાં ગમન કરી સુખી થાય છે ૨૪૨ તૃષ્ણારૂપી અગ્નિથી તાપ પામેલા મનુષ્યને સુખ ક્યાંથી હોય? જેઓ ધનનો સંચય કરવામાં આસક્ત હોય છે, તેઓને મહા દુઃખજ પ્રાપ્ત થાય છે ૨૪૩ સંતોષી મનુષ્યોજ સદા સુખી છે અને અસંતોષી જનો સદા દુઃખી છે આ પ્રમાણે તે બન્નેનું અંતર-તફાવત જાણીને સંતોષમાંજ પ્રીતિ કરવી યોગ્ય છે ૨૪૪ હે સદ્બુદ્ધિમાન્! દ્રવ્યની આશાને દૂરથી તજીને તું સંતોષજ રાખ તેમ કરવાથી તારે ફરી આ દીર્ઘ સંસારમાં ભ્રમણ કરવાનું રહેશે નહીં ૨૪૫ સંતોષી મનુષ્યો જ તત્ત્વથી ધનાઢ્ય છે, કારણકે તે બીજાની પાસે યાચના કરતા નથી મહાપુરુષોને બીજાની પાસે પ્રાર્થના કરવી, એ ઉત્કૃષ્ટ દારિદ્રનું (લઘુતા કરનારનું) કારણ છે ૨૪૬ તૃષ્ણારૂપી અગ્નિથી તાપ પામેલું હૃદય અત્યંત બળે છે તેને શાંત કરવા માટે સંતોષરૂપી જળ વિના બીજું કોઈ સમર્થ નથી ૨૪૭ જેઓએ નિર્મમતા વડે વાસિત થયેલ સંતોષરૂપી જળનું પાન કર્યું હોય છે, તેઓ જેમ દુર્જન માણસ મૈત્રીનો ત્યાગ કરે છે તેમ માનસિક દુઃખનો ત્યાગ કરે છે, અર્થાત્ તેમને માનસિક દુઃખ હોતું નથી ૨૪૮ જેઓએ તૃષ્ણા લોભરૂપી તૃષાને નાશ કરનારું સંતોષરૂપ અમૃતનું પાન કર્યું હોય છે તેઓએ મોક્ષ પ્રાપ્ત કરવાનું પ્રબળ કારણ ઉપાર્જન કર્યું છે એમ જાણવું ૨૪૯ મુનીશ્વરો લોભનો નાશ કરવા સંતોષને ધારણ કરે છે, દુઃખોની શાંતિને માટે ધૃતિ-ધૈર્ય-સમતાને ધારણ કરે છે અને તપની વૃદ્ધિને માટે જ્ઞાનને ધારણ કરે છે ૨૫૦

## મયોગજ દુ ખદાયી છે

જ્ઞાન અને દર્શનથી યુક્ત એક માત્ર આત્મા જ ધ્રુવ-શાશ્વત છે, અને સયોગ લક્ષણવાળા બીજા સર્વ પદાર્થો બાહ્ય છે એટલે અનિત્ય તેમજ ક્ષણવિનાશી છે ૨૫૧ આ જીવ મયોગના કારણથી જ દુ ખની પરપરાને પામ્યો છે, તેથી સયોગ સબધને ત્રિવિધ-મન, વચન અને કાયાએ કરી ત્યાગ કરવો જોઈએ ૨૫૨ પૂર્વે જિનેશ્વરોએ જે જીવાદિક પદાર્થો કહેલા છે, તેઓની વર્તના(સ્વરૂપ) યથા છે એટલે કે તે પદાર્થો તેવા પ્રકારના નથી એમ જે ચિંતવવુ તે નિરર્થક છે-નિંદ્ય છે ૨૫૩ વિપરીત બુદ્ધિવાળો જીવ જેમ જેમ મમતા કરે છે તેમ તેમ તેને ચોતરફથી કર્મનો બધ થાય છે ૨૫૪ જેમના ચિત્ત અજ્ઞાનથી આચ્છાદિત થયા હોય, જેમનો આત્મા રાગદ્વેષને વશ થયેલો હોય અને જેઓ આરભમા પ્રવર્તતા હોય, તેઓને ભય પામેલાની જેમ હિતની પ્રાપ્તિ થતી નથી-તેનાથી દૂર રહે છે ૨૫૫ પરિગ્રહના સબધથી જીવને રાગ દ્વેષ ઉત્પન્ન થાય છે, અને તે રાગદ્વેષ જ કર્મના નિબિડ બધનુ કારણ છે ૨૫૬

### ખરો યજ્ઞ

સર્વ સત્ત્વોને પશુરૂપ કરી તથા કર્મોને સમિધ (કાષ્ઠ) રૂપ કરી ધ્યાનરૂપી અગ્નિમા આહુતિ આપવી-હોમ કરવો, એ ભાવ યજ્ઞ (ખરો-પારમાર્થિક યજ્ઞ) મહા ફળને (મોક્ષને) આપનારો છે ૨૫૭ હજારો ગજસૂય યજ્ઞો અને સે[illegible] મેધ [illegible] તોપણ તે આ ભાવયજ્ઞના અનત[illegible] નથી ૨૫૮

### બુદ્ધિ ?

તે જ પ્રજ્ઞા (બુદ્ધિ) કહેવાય છે,
અને શુભ કાર્યના આરભમા તત્પર

મિથ્યાત્વની અ ય પ્રકા તો નિ ય અને અશુભ કર્મને ઉપાર્જન કરાવનારી જ છે ૨૫૯ જે પ્રકારથી સ્ત્રી સર્વ શુભ કાર્યમા પ્રીતિ-વાળી હોય છે, જે હેય અને ઉપાદેય ત ને જાણે છે, અને જે નિરતર સુખ આપનારી છે, તે પ્રકારથી આને જ પુરૂષે સેવવી જોઇએ ૨૬૦

## દયા.

સર્વ મનોવાછિત રૂપને આપ નારી દયારૂપી અ ગનાને નિરતર સેવવી. કે જેને સેવવાથી તે ત કાળ મનને કરૂણામય કરી દે છે ૨૬૧ હુ યને આન દ આપનારી મૈત્રીરૂપી અ ગનાનુ નિરતર સેવન કરવુ જોઇએ, કે જેની સેવા ચિત્તને દ્વેષ રહિત કરે છે ૨૬૨. ઉદાર ચિત્તવાળો જે પુરૂષ સર્વ પ્રાણીઓ ઉપર દયા અને મૈત્રીભાવ રાખે છે, તે પુરૂષ બાહ્ય અને અભ્યતર સર્વ શત્રુઓનો પરાભવ કરે છે ૨૬૩

## શમ-ક્ષમા.

દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવાદિ ભેદવાળી લબ્ધિઓવાળો જે પુરૂષ ધર્મદેશના દેવાની શક્તિવડે ધર્મદેશના આપીને પ્રાણીઓને ઉપ-શમ પમાડે છે, તેને હમેશાં કર્મની નિર્જરા થાય છે ૨૬૪ જેઓને સમતારસ પ્રાપ્ત થયો ન હોય, તે પુરૂષો પશુને તુલ્ય જ છે, કારણ કે તેઓ શ્રેષ્ઠ શાસ્ત્રના જ્ઞાનરૂપી સમૃદ્ધિવાળા હોવા છતા કામ અને અર્થમાજ મગ્ન થયેલા હોય છે ૨૬૫ જે પુરૂષ શમાદિક ગુણહીન હોવાને લીધે અયોગ્ય હોય, તે કર્મનો નાશ કરવામા તત્પર એવા ચિત્તને પ્રાપ્ત કરી શકતો નથી, મોહરૂપી શત્રુનો નાશ કરવામાં રાગ ( પ્રીતિ ) કરી શકતો નથી, અને કષાયના સમૂહ ઉપર દ્વેષ ( અભાવ ) ધારણ કરી શકતો નથી ૨૬૬ હે પ્રાણી ! નરક અને તિર્યંચ ગતિમા નિરતર ભ્રમણ કરતા છતા પણ તારા ચિત્તમા

૧ ત્યાજ્ય, ૨ આદરણીય

## સંયોગજ દુ:ખદાયી છે

જ્ઞાન અને દર્શનથી યુક્ત એક મારો આત્મા જ ધ્રુવ-શાશ્વત છે, અને સંયોગ લક્ષણવાળા બીજા સર્વ પદાર્થો બાહ્ય છે એટલે અનિત્ય તેમજ ક્ષણવિનાશી છે ૨૫૧ આ જીવ સંયોગના કારણથી જ દુ:ખની પરંપરાને પામ્યો છે, તેથી સંયોગ સંબંધને ત્રિવિધ-મન, વચન અને કાયાએ કરી ત્યાગ કરવો જોઈએ ૨૫૨ પૂર્વે જિનેશ્વરોએ જે જીવાદિક પદાર્થો કહેલા છે, તેઓની વર્તના(સ્વરૂપ) અયથા છે એટલે કે તે પદાર્થો તેવા પ્રકારના નથી એમ જે ચિંતવવું તે નિરર્થક છે-નિષ્ફળ છે ૨૫૩ વિપરીત બુદ્ધિવાળો જીવ જેમ જેમ મમતા કરે છે તેમ તેમ તેને ચોતરફથી કર્મનો બંધ થાય છે ૨૫૪ જેમના ચિત્ત અજ્ઞાનથી આચ્છાદિત થયાં હોય, જેમનો આત્મા રાગદ્વેષને વશ થયેલો હોય અને જેઓ આરંભમાં પ્રવર્તતા હોય, તેઓને ભવ પામેલાની જેમ હિતની પ્રાપ્તિ થતી નથી-તેનાથી દૂર રહે છે ૨૫૫ પરિગ્રહના સંગથી જીવને રાગદ્વેષ ઉત્પન્ન થાય છે, અને તે રાગદ્વેષ જ કર્મના નિબિડ બંધનું કારણ છે ૨૫૬

### ખરો યજ્ઞ

સર્વ સંગોને પશુરૂપ કરી તથા કર્મોને સમિધ (કાષ્ઠ) રૂપ કરી, ધ્યાનરૂપી અગ્નિમાં આહુતિ આપવી-હોમ કરવો, એ ભાવ યજ્ઞ (ખરો-પારમાર્થિક યજ્ઞ) મનુષ્યને (મોક્ષને) આપનારો છે ૨૫૭ હજારો રાજસૂય યજ્ઞો અને સેંકડો અશ્વમેધ યજ્ઞો કર્યા હોય તોપણ તે આ ભાવયજ્ઞના અનંતમા ભાગની તુલ્ય પણ થતા નથી ૨૫૮

### ખરી પ્રજ્ઞા

તે જ પ્રજ્ઞા (બુદ્ધિ) કહેવાય છે, કે જે આત્માને હિતકારક અને શુભ કાર્યના આરંભમાં તત્પર કરી શમરસને પમાડે તે

સિવાયની અન્ય પ્રજ્ઞા તો નિંદ્ય અને અશુભ કર્મને ઉપાર્જન કરાવનારી જ છે સ્પષ્ટ જે પ્રજ્ઞારૂપી સ્ત્રી સર્વ શુભ કાર્યમા પ્રીતિવાળી હોય છે, જે હેય[1] અને ઉપાદેય[2] તત્ત્વને જાણે છે, અને જે નિરંતર સુખ આપનારી છે, તે પ્રજ્ઞારૂપી સ્ત્રીને જ પુરૂષે સેવવી જોઇએ ૨૯૦

## દયા.

સર્વ મનોવાંછિત રૂપને આપનારી દયારૂપી અંગનાને નિરંતર સેવવી, કે જેને સેવવાથી તે તત્કાળ મનને કરૂણામય કરી દે છે. ૨૯૧ હૃદયને આનંદ આપનારી મૈત્રીરૂપી અંગનાનું નિરંતર સેવન કરવુ જોઇએ, કે જેની સેવા ચિત્તને દ્વેષ રહિત કરે છે ૨૯૨. ઉદાર ચિત્તવાળો જે પુરૂષ સર્વ પ્રાણીઓ ઉપર દયા અને મૈત્રીભાવ રાખે છે, તે પુરૂષ બાહ્ય અને અભ્યંતર સર્વ શત્રુઓનો પરાભવ કરે છે ૨૯૩

## શમ–ક્ષમા

દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવાદિ જાણનારી બુદ્ધિઓવાળો જે પુરૂષ ધર્મદેશના દેવાની શક્તિવડે ધર્મદેશના આપીને પ્રાણીઓને ઉપશમ પમાડે છે, તેને હમેશા કર્મની નિર્જરા થાય છે ૨૯૪ જેઓને સમતારસ પ્રાપ્ત થયો ન હોય, તે પુરૂષો પશુને તુલ્ય જ છે, કારણ કે તેઓ શ્રેષ્ઠ શાસ્ત્રના જ્ઞાનરૂપી મગજવાળા હોવા છતા કામ અને અર્થમાજ મગ્ન થયેલા હોય છે ૨૯૫ જે પુરૂષ સામાયિક ગુણહીન હોવાને લીધે અયોગ્ય હોય, તે કર્મનો નાશ કરવામા તત્પર એવા ચિત્તને પ્રાપ્ત કરી શકતો નથી, મોહરૂપી શત્રુનો નાશ કરવામાં રાગ ( પ્રીતિ ) કરી શકતો નથી, અને કષાયના સમૂહ ઉપર દ્વેષ ( અભાવ ) ધારણ કરી શકતો નથી ૨૯૬ હે પ્રાણી ! નરક અને તિર્યંચ ગતિમા નિરંતર ભ્રમણ કરતા છતા પણ તારા ચિત્તમાં

1 ત્યાજ્ય, 2 આદરણીય

પાપને નાશ કરનાર શમરસનો લેશ પણ પ્રાપ્ત થયો નહીં, પરંતુ હે ભદ્ર ! ચિત્તને આનંદ આપનારી અને નિરંતર સુખ કરનારી ક્ષમા નામની કુળવધુને તારે પરણવી અને સેવવી યોગ્ય છે ૨૬૭-૨૬૮ પૂર્વે સંચય કરેલું દુઃખદાયક કર્મ ક્ષમાવડેજ ક્ષીણતાને પામે છે, અને ચિત્ત દ્વેષ તથા ભયથી રહિત થઈ શુદ્ધતાને પામે છે ૨૬૯ પ્રજ્ઞા અનીર્ષ્યા ( ઈર્ષ્યા રહિતપણું ), મૈત્રી, સમતા, કરૂણા અને ક્ષમા આ નામની છ સ્ત્રીઓનું નિરંતર સમ્યક્ત્વ સહિત સેવન કરવું કારણ કે તેઓ સિદ્ધિરૂપી પ્રાસાદમાં નિવાસ કરવાનું સુખ પ્રાપ્ત કરી આપે તેવી શક્તિમાન છે ૨૭૦ હે પ્રાણી ! જો તું પોતાના આત્માનું હિત ઇચ્છતો હોય તો આ ભયંકર સંસારથી ભય પામ, જિનધર્મ ઉપર પ્રીતિ કર, અને પૂર્વે કરેલા પાપકર્મનો શોક કર ૨૭૧

## સત્સંગ ( કુસંગ ત્યાગ )

હે જીવ ! સર્વ દોષોને ઉત્પન્ન કરનાર કુસંગનો સર્વદા ત્યાગ કરવો યોગ્ય છે, કારણ કે કુસંગથી ગુણીજન પણ તત્કાળ લઘુતાને પામે છે ૨૭૨ વળી પંડિતોએ નિરંતર સુખ આપનાર સત્સંગ કરવો યોગ્ય છે, કારણ કે ગુણહીન મનુષ્ય પણ સત્સંગથીજ ગુરૂતાને પામે છે ૨૭૩ દુર્જનના સંગથી સજ્જનોનું ચરિત્ર પણ મલિન થાય છે, કેમકે રાહુના સંગથી દેદીપ્યમાન સૂર્યનાં કિરણો પણ ક્ષીણ થાય છે. ૨૭૪ સત્પુરૂષે કદાપિ અસત્ પુરૂષનો સંગ કરવો નહીં કલાલની સ્ત્રીના હાથમાં રહેલું દૂધ પણ મદિરારૂપ લેખાય છે ૨૭૫ પંડિતોએ રાગાદિક મોટા દોષોનેજ દુર્જનરૂપ કહ્યા છે, તેથી તત્વજ્ઞાની જનોએ સર્વદા તેમનો સંગ તજવા લાયક છે ૨૭૬ લોકો ગુણીનીજ પૂજા કરે છે, અને ગુણોજ આત્માનું કલ્યાણ કરનાર છે, મહાપુરૂષો પણ ગુણરહિત હોય તો તે નિંદિત છે ૨૭૭ કુળહીન મનુષ્ય પણ સદ્ગુણે કરીને ગૌરવતાને પામે છે, અને ઉત્તમ કુળમાં

ઉત્પન્ન થયેલો પુરૂષ પણ ગુણ રહિત હોય તો તે તત્કાળ લઘુતાને પામે છે ૨૭૮ સદાચારવાળા પુરૂષને ઈંદ્ર સહિત સર્વ દેવો પૂજે છે, અને દુરાચારી મનુષ્ય આ લોકમા પુત્રોનડે પણ નિંદાય છે ૨૭૯ જેઓ ચારિત્ર ગ્રહણ કરીને પછી તેનો ત્યાગ કરે છે, તેઓએ ચક્રવર્તીપણાનો ત્યાગ કરી દાસપણું સ્વીકાર્યું છે એમ જાણવું ૨૮૦

## શીળ

નિરંતર શીળને ધારણ કરનાર પુરૂષોનો આત્મા આ લોકમાં તથા પરલોકમા મનુષ્યોને વિષે અને દેવોને વિષે ગૌરવતાને પામે છે ૨૮૧ તત્ત્વ જાણવામા તૈયાર થયેલા, શીળનું રક્ષણ કરવામાં તત્પર અને મહા ઉદ્યમને ધારણ કરનાર પુરૂષો મહા ઘોર આપત્તિને તરી જાય છે ૨૮૨ શીળવ્રતને ધારણ કરનારા મનુષ્યોનુ તત્કાળ મૃત્યુ થાય તે સારૂ છે પરંતુ શીળ રહિત પુરૂષો કલ્પાંત કાળ-પ્રલયે કાળ પર્યંત (લાંબો કાળ) જીવે તે સારૂ નથી ૨૮૩ શીળ ધારણ કરીને પર ઘરને વિષે ભિક્ષા માગી માગી જે-ભિક્ષા માગી જીવવું સારૂ છે, પણ શીળનો ભંગ કરીને સામ્રાજ્ય સહિત જીવવું સારૂ નથી ૨૮૪ શીળવ્રતધારી પુરૂષ ધનહીન છતા પણ સર્વ જગતમા પૂજાય છે, પરંતુ શીળ રહિત ધનાઢ્ય હોય છતા તે સ્વજનોમા પણ પૂજવા યોગ્ય ગણાતો નથી ૨૮૫ શીળરૂપી ઐશ્વર્યથી યુક્ત એવું દારિદ્રય પણ શ્રેષ્ઠ છે, પરંતુ શીળ વિના ચક્રવર્તીનો વૈભવ પણ સારો નથી ૨૮૬ સદાચારી (શીળવંત) પુરૂષ ધન રહિત હોય તો પણ તે મુક્તિનગરીનો સ્વામી થાય છે અને સદાચાર રહિત પુરૂષ ચક્રવર્તી હોય તોપણ તે દુઃખની પરંપરાને પામે છે. ૨૮૭ જેઓ નિર્મળ શીળને ધારણ કરે છે, તેમને રાત્રિ પણ સુખકારક થાય છે, પરંતુ શીળ રહિત પુરૂષોને દિવસ પણ સુખકારક થતો નથી ૨૮૮.

## ક્રોધ

પ્રદીપ્ત થયેલો કોપાગ્નિ તેજ સમયે પ્રથમ તો દેહનેજ બાળે છે અને પછી વૃદ્ધિ પામે તો ચિરકાળથી ઉપાર્જન કરેલા સર્વ ગમ (ચારિત્ર) ને ભસ્મસાત્ કરે છે ૨૮૯ ક્રોધથી સંસારને વધારનારૂં દારૂણ કર્મ વૃદ્ધિ પામે છે, ક્રોધથી ગુરૂની આપેલી શિક્ષા નાશ પામે છે અને કોપથી ચિરકાળથી સંચેલો તપ પણ તત્કાળ નાશ પામે છે ૨૯૦ દુષ્ટ માનડે કરીને ( ક્રોધ કરનાવડે કરીને ) જે કર્મ પૂર્વે ઉપાર્જન કર્યું હોય, તેના ઉદય વખતે તેનું ફળ મહા ઉગ્ર પ્રાપ્ત થાય છે, તેથી કોણ પંડિત બીજા ઉપર ક્રોધ કરે ? ક્રોધ ન કરે ૨૯૧

## કર્મઋણ

જે પુરૂષ આત્મ સુખ ( નૈસર્ગિક સુખ ) નો ત્યાગ કરી આતાપનાદિક કષ્ટવડે પાપનો નાશ કરે છે, તેને કર્મરૂપી ઋણની શુદ્ધિ થવાથી કેમ શ્રેષ્ઠ સુખ પ્રાપ્ત ન થાય ? થાયજ ૨૯૨ જેમ દ્રવ્યનું ઋણ દૂર કરવાથી ચિત્તની સ્વસ્થતા થાય છે, તેમ કર્મઋણ દૂર કરવાથી મુક્તિસુખ પ્રાપ્ત થાય છે ૨૯૩ જે પુરૂષ ગુરૂપણાને પામેલા કષાયાદિકને બુદ્ધિ પ્રયોગના સામર્થ્યથી વશ કરે છે, તે જ ખરો શૂરો અને તેજ ખરો પંડિત કહેવાય છે ૨૯૪

## વિવાદ

વિવાદ એટલે કલહ એ મનુષ્યોના ધર્મ, અર્થ અને કામનો નાશ કરે છે કારણકે વૈરાગ્યરૂપી અંજનવડે આંજ્યા છતા પણ તેના મનુષ્યો નિરંતર અહિતકારી કર્મમાજ તત્પર હોય છે, તેથી ઉત્તમ જનોએ વિવાદ ( વિતંડાવાદ ) કદાપિ ન કરવો ૨૯૫ જેઓ નિરંતર ક્ષમાવડે યુક્ત હોય છે, તે મનુષ્યો જ ધન્ય 'વચ્છે

કે તેઓ શઠ અને લોભી પુરૂષોથી ઠગાય તો પણ તેમની સાથે
વાદ-કલહ કરતા નથી તુકશાની સહન કરે છે ૨૯૬ જેઓ
ના મત્ષી ઉત્કટ (દ્રવ્યની સમૃદ્ધિવાળા ) હતા, તેઓ પણ
ર્જન સાધેના વિવાદથી નષ્ટ થયા છે- નિર્ધન થયા છે, તેથી કરીને
જને ત્યાગ કરવો પડે તે માગે, પરતુ ખળ પુરુષોની સાથે વિવાદ
કરો તે સારો નહીં ૨૯૭

## મદ-માન

અહંકાર ( માન ) એ જીવના નાશને માટે છે, વૃદ્ધિને માટે નથી
કેમકે બુઝાવાને વખતે દીવાની શિખા પણ ઉજ્વળ વધારે તેજની
થાય છે, પરતુ પછી તત્કાળ તે દીવો બુઝાઇ જાય છે ૨૯૮ આ
જીવ ચિરકાળ સુધી અનેક પ્રકારની નીચ યોનિઓને વિષે વારવાર
ભ્રમણ કરીને એકાદ વખત ઉચ્ચ ગોત્રને કદાચ પામ્યો, તો તેથી
કરીને કોણ બુદ્ધિમાન અહંકાર ધારણ કરે ? ૨૯૯ રાગદ્વેષરૂપી
જે મહાશત્રુઓ છે, તે મોક્ષના મધ્ય માર્ગમા ચોર તરીકે રહેલા છે,
તેઓ ઘણા કાળે મહા કષ્ટવડે આ જીવે ઉપાર્જન કરેલા જ્ઞાન, ધ્યાન
અને તપ રૂપી રત્નને લુટી લે છે ૩૦૦

## બોધિ-સમકિત.

હે ભવ્ય પ્રાણી ! અનેક યોનિઓથી વ્યાપ્ત એવા આ સંસારમાં
તે ચિરકાળ પરિભ્રમણ કર્યું, ત્યારે તને મહા કષ્ટે આ જિનધર્મની
બોધિ ( સમકિત ) કે જે અત્યત દુર્લભ છે તે પ્રાપ્ત થયેલ છે.
૩૦૧ સસારનો ઉચ્છેદ કરનારી તે બોધિને પામીને હવે બુદ્ધિમાન
પુરૂષે એક નિમેષ માત્ર પણ પ્રમાદ કરવો યોગ્ય નથી.
૩૦૨ તેમ છતા જે મૂઢ પુરુષો વિષયમા લાલચુ થઇને
પ્રમાદ કરે છે, તેઓ ચિરકાળ સુધી નરક તિર્યચ-

ગતિમા વારંવાર ઉત્પન્ન થાય છે ૩૦૩ જે મનુષ્યને પોતાને આત્માજ વશવર્તી નથી તે પુરૂષને બીજો પ્રાણી શી રીતે વશ થાય ? જેણે પોતાનો આત્મા વશ કરેલો છે, એવા જ્ઞાની પુરૂષ ત્રણ લોકના જીવો વશવર્તી થાય છે ૩૦૪

## ૫૩ સુખ.

જે સુખ આત્માને આધીન છે તેજ તત્ત્વથી સુખ છે, પરંતુ જે સુખ સ્ત્રી, ધન, વિગેરે અન્ય પદાર્થને આધીન છે, તે વાસ્તવિક સુખ નથી, પણ દુઃખજ છે એમ પંડિતો કહે છે ૩૦૫ હે પ્રાણી ભોગ તેમની સામગ્રીને પરાધીન વસ્તુને આધીન જે સુખ છે તે દુઃખજ છે એમ નિશ્ચય કરીને તુ આત્માને આધીન જે સુખ છે તેનો સ્વીકાર કર ૩૦૬ આ લોકમા જે આત્માને આધીન છે તે જ સુખ છે, અને જે પરને આધીન છે તે સુખ નથી આ પ્રમાણે સારી રીતે જાણનાર મનુષ્યો સંસારસુખમા કેમ મોહ પામે ન જ પામે ૩૦૭ નિર્મમતાથી મોક્ષને સિદ્ધ કરનારૂ ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે અને બાહ્ય પદાર્થના સંબંધી સંસારની વૃદ્ધિ કરનારૂ દુઃખ પ્રાપ્ત થાય છે ૩૦૮ પૂર્વ કર્મનો વિપાક ઉદયમા આવે ત્યારે તેની બાધા સહન કરવાવડે જે કર્મનિર્જરા-કર્મનું શોધન કરાય છે-થાય છે તે ઘાને કરેલા આઘાતને તેના ક્ષત ઉપર અમુક વસ્તુવડે તાડન કરી તેની પીડા-તેના માઠા પરિણામને નિવારણ કરવા તત્પર છે, તે કારણ માટે ધૈર્યવાન્ પુરૂષે કર્મનો વિપાક ભોગવીને પણ તેની નિર્જરા કરવી મહાવીર સ્વામીની જેમ ૩૦૯

સાંસારિક દુઃખો અજ્ઞ જનોનેજ બાધ કરે છે, નિશ્ચયજ્ઞ મનના જ્ઞાનીને બાધ કરતા નથી, કારણકે અજ્ઞ જનોજ અજ્ઞાનવડે નવા નવા કર્મ ઉપાર્જન કરે છે-બાંધે છે દૃષ્ટાંત—પવનથી આકડાનું રૂ ઉડે છે, કાંઇ મેરૂ પર્વતનુ શિખર ચલાયમાન થતુ નથી ૩૧૦

જ્ઞાનરૂપી જળવડેજ નિરંતર આત્માને સ્નાન કરવુ જોઈએ, કે જેથી આ જીવ બીજા જન્મમા પણ નિર્મળતાને પામે ૩૧૯ પિતાના વીર્ય અને માતાના રૂધિરમા ઉત્પન્ન થયેલી આ કાયા સર્વ પ્રકારે અશુચિજ છે, તેની શુદ્ધિને જેઓ ઈચ્છે છે, તે જડ ચિત્તવાળા પુરૂષો નાશ પામે છે-અધોગતિ પામે છે ૩૨૦ આ ઔદારિક શરીર સાત ધાતુનુ બનેલુ હોવાથી કેવળ અશુચિમય જ છે, તેને વિષે જેઓ શુચિપણાની માન્યતા કરે છે તેઓ મનુષ્ય નથી પરતુ પશુઓ જ છે ૩૨૧ સત્ય ભાષા બોલવાથી વાણી શુદ્ધ થાય છે, જ્ઞાનવડે મન શુદ્ધ થાય છે, અને ગુરૂની સેવા વડે કાયા શુદ્ધ થાય છે આ પ્રકારની શુદ્ધિ શાશ્વતી છે ૩૨૨ આ મનુષ્યભવ સ્વર્ગ અને મોક્ષને મેળવવાની યોગ્યતા ધરાવે છે, તેને વિષયમા તત્પર થયેલા મૂઢ પ્રાણીઓ અલ્પ સુખને માટે તિર્યંચ અને નરક ગતિનુ પાત્ર બનાવી દે છે ૩૨૩ જે પ્રાણી મનુષ્ય ભવ વિગેરે સર્વ સામગ્રીને પામ્યા છતા પણ વિષયોરૂપી શત્રુના મોટા સૈન્યને જીતવાનો ઉદ્યમ કરતા નથી, તેનો જન્મ નિરર્થક છે ૩૨૪

## કેવી વાણી બોલવી ?

મનુષ્યે દોષ રહિત, મધુર, હિતકારક સાર્થક, પ્રાણીઓના ચિત્તને આલ્હાદ કરનારૂ અને અસત્ય રહિત એવુ વચન બોલવુ યોગ્ય છે કેમકે જ્યારે પ્રિયવચનના દાનથી સર્વે જતુઓ પ્રસન્ન થાય છે, તો તેનુ જ દાન કરવુ યોગ્ય છે શા માટે વચનમા પણ દરિદ્રતા રાખવી જોઈએ ? ૩૨

## મોક્ષમાર્ગ

વ્રત, શીળ, તપ, દાન, સયમ, જિનપૂજા એ સર્વ અવશ્ય દુખને છેદનારા છે, તેમા કાઈ પણ સશય નથી ૩૨૭ પર

દ્રવ્યને તૃણ સમાન ગણતો, પરજીવના શરીરને પોતાના શરીર સમાન ગણતો અને પરસ્ત્રીને માતા સમાન ગણતો પુરૂષ મોક્ષપદને પામે છે ૩૨૮. સમકિત, સર્વ પ્રાણીઓ ઉપર સમાન દ્રષ્ટિપણું, નિસંગપણું, ક્ષમા, અને કષાય તથા વિષયનો ત્યાગ આ સર્વ કર્મની ઉત્કૃષ્ટ નિર્જરા કરનારા છે ૩૨૯ અષ્ટ મહા પ્રાતિહાર્યાદિક સંપત્તિવડે યુક્ત, અદ્ભુત મહિમાવાળા, સૌધર્માદિ દેવો અને ચંદ્ર સૂર્યાદિક અસંખ્ય ઇંદ્રો જેમની પર્ષદામાં સ્થિર થઇને બેઠેલા હોય છે તેના અને જેને પોતાની મેળેજ સર્વ વૈભવ પ્રાપ્ત થયો છે એવા સર્વજ્ઞ પરમેશ્વરના સ્વરૂપનું ઉત્તમ જનોએ ધ્યાન કરવું. ૩૩૦

## પાર્શ્વનાથ સ્તુતિ.

જે પાર્શ્વનાથ પ્રભુ સર્વ અતિશયોવડે સંપૂર્ણ છે, એક હજારને આઠ શુભ લક્ષણોથી યુક્ત છે, સર્વ પ્રાણીઓના હિતકર છે, શીળરૂપી મેરૂ પર્વતના શિખર પર રહેલા છે, ચાર ઘાતિ કર્મોથી રહિત છે, જેના પર મોક્ષલક્ષ્મીએ પ્રેમના કટાક્ષ નાખેલા છે, જે અનંત મહિમાવાળા છે, જે તેરમા ગુણસ્થાનકે રહેલા છે, જેનું ચરિત્ર અચિંત્ય છે, જે મનોહર ચારિત્રનું સેવન કરે છે, સર્વ પ્રકારના નયો જેનો નિર્ણય કરે છે, જે સત્ય દેવ તરીકે પ્રતિપાદન કરાય છે, જે સર્વ જગતજનોના વલ્લભ છે, જેણે ઇંદ્રિયોના સમૂહને રૂંધ્યો છે, જેણે વિષયરૂપી શત્રુનો તિરસ્કાર કર્યો છે, જેણે રાગાદિકની પરંપરાનો નાશ કર્યો છે, જે સંસારરૂપી દાવાનળને બુઝવવામાં મેઘ સમાન છે, જેનું રૂપ અનુત્તર વિમાનના દેવ કરતા પણ અનંત ગુણ મનોહર છે, જે મેરૂ પર્વતની જેવા ધીર છે, જેને કેવળજ્ઞાન અને કેવળદર્શનરૂપી નિર્મળ બે લોચન છે, જેનો વૈભવ દેવેંદ્રો અને યોગીંદ્રોની કલ્પનામાં પણ આવી શકતો નથી, જેણે સ્યાદ્વાદરૂપી વજ્રના પ્રહારવડે અન્ય કુમતરૂપી પર્વતોને તોડી ના[illegible] જેણે જ્ઞાનામૃતરૂપી જળના પ્રવાહવડે નવ જગતને પવિત્ર

જે દેવોના પણ દેવ છે, અને જે સર્વ અર્થની સિદ્ધિઓને આપનાર છે, ત્યાદિક અગણ્ય ગુણોરૂપી રત્નોના મહાસાગરરૂપ પાર્શ્વનાથ જિનેશ્વરને હું વંદના કરું છું ૩૩૧-૩૩૨

## પ્રશસ્તિ

શ્રીમાન્ સુધર્માસ્વામીની ક્રમથી પાટે શ્રીતપગચ્છના અધિપતિ જ્ઞાનરૂપી અમૃતના નિધિ સમાન શ્રીવિજયસિંહ નામના સૂરીશ્વર થયા તેમના શિષ્ય જ્ઞાન અને ક્રિયામા તત્પર, સુંદર ચારિત્રવડે પવિત્ર અને મતિજ્ઞાપમરૂપી આકાશમા સૂર્ય સમાન શ્રીસત્યવિજય નામના થયા તેમના શિષ્ય કર્પૂરના જેવી ઉજ્વળ કીર્તિવાળા અને ઘણી કીર્તિવડે આકાશને નિર્મળ કરનાર શ્રીકર્પૂરવિજય નામે થયા તેમની પાટે સર્વ મુનિઓમા શિરોમણિ, પવિત્ર આત્માવાળા અને પૃથ્વીપર વિખ્યાત એવા શ્રી ક્ષમાવિજય નામે થયા તેમના શિષ્ય સજ્જનોના મુગટ સમાન, પંડિતોના આભૂષણરૂપ અને પૃથ્વીપર પ્રખ્યાત એવા શ્રી જિનવિજય નામે થયા તેમના શિષ્ય પવિત્ર ચારિત્રવાળા શ્રીઉત્તમવિજય નામના થયા તેઓ જૈન સિદ્ધાંતરૂપી સમુદ્રનુ મથન કરવામા મંદરાચલ પર્વત સમાન હતા તેમની પાટરૂપી ઉદયાચલ પર્વત ઉપર સૂર્ય સમાન શ્રી પદ્મવિજય નામે થયા તેઓ ભવ્ય પ્રાણીઓને બોધ પમાડી પૃથ્વી પર પ્રસિદ્ધ થયા હતા તેમના શિષ્ય જ્યોતિર્વિજયે ગુરૂ મહારાજના ઉપદેશથી આ શ્રી તત્ત્વામૃત નામનો ગ્રંથ અભ્યાસની શરૂઆતમાં રચ્યો છે વિક્રમ સંવત ૧૮૪૫ ના માઘ શુક્લ અષ્ટમીને દિવસે અણહિલપુર પાટણમા આ ગ્રંથ સમાપ્ત કર્યો છે

---

॥ इति श्रीतत्त्वामृताभिध शास्त्र समाप्तम् ॥